# મહિસુતા

અથવા

## ભાવી સાફલ્ય.

કર્તા

મહાવીરસિંહ ગયાદીનસિંહ ઠાકોર,
બઇ ગુલાલખેરા પોષ્ટ બારા
ઉનાવ.

સને ૧૯૧૭ * સંવત ૧૯૭૪



કિંમત રૂા. ૧॥ દોઢ.

પ્રસિદ્ધ કર્તા.

**મહાવીરસિંહ ગયાદીનસિંહ [illegible]**

કોટ, ફીયરરોડ નં૦ ૩૦ મુંબઈ.






છાપનાર

**ઘોંડીબા નારાયણ વનારસે.**

લેડી નોર્થકોટ હિન્દુ ઑર્ફનેજ

ક. એન સેલર પ્રેસ, નં૦ ૯૩ ચીચપોકલી

પરેલ રોડ—મુંબઈ.

# અર્પણપત્રિકા.

ગરમિનો અધિકાર ભૂમીથી ઉપાડવાને,
ગરજી ગંભીર ધાર વૃષ્ટિ કરતા રહો.
શોભિત સપત્ર કરો તરૂવર સહુ સાવનમે,
દુષ્ટ એ જવાસા તણા પત્ર હરતા રહો.
અન્યને ન યાચનારા આપ વિણા ચાતકની,
દુર કરિ પ્યાશ હૃદય ભાવ ધરતા રહો.
દીનન કે દયા સિંધુ પુસ્તક નિજ હાથ ધરી,
કાહત મહાવીર રંક શાંન્ત કરતા રહો.

એમ. જી. ઠાકોર.

**સર્વ શક્તિમાન,** પરમકૃપાળુ દયાના શાગર **પરમાત્માને** અહોનિસ
વિનય કરતાં હાથ જોડી પ્રાર્થના કરૂં છું કે, **સંસાર રૂપી** સમુદ્રમાં
ભાંગી ગએલી કર્મ રૂપી હોડીથી ભ્રષ્ટ થએલો હું સ્વાતી શરિર આપને
ચાતક રૂપે રટણ કરૂં છું. તમારા દયારૂપી પ્રવાહનું નિર્મળ જળ
પીતાં આજે આ દેહમાં રહેલા મ્હારા પરમ શત્રુ ક્રોધાદિકનો
નાશ કરી તમારી પરમ ભક્તિને પાત્ર થઇ સાહિત્ય
વિશે ગવાતા તમારાસુંદર ગુણોનું અવલોકન કરી
**આ મ્હારૂં** બીજું પુસ્તક કે જેમાં તમા-
રૂંજ ગુણ મતી અનુસાર વર્ણન કર
વામાં આવ્યું છે તે **પુસ્તક** તમારા
શિવાય કોણ ગ્રહણ કરવા
શક્તિમાન છે એમ જાણી
તમોનેજ **અર્પણ** કરી
કૃતાર્થ થાઉં છું
તે કૃપા કરી
સ્વીકારશો.

# અનુક્રમણિકા.

# મ્હારા બે બોલો.

જેની દયા વડે અતિ સુમ મહાદાની બને,
જેની દયા વડે ભવ સિંધુથી તરાય છે.
જેની દયા વડે પંગુ પહાડ ઓળંગી જાય,
જેની દયા વડે મુંગો વકતા ગણાય છે.
જેની દયા વડે સુર ઉતારે અગ્નિ નુર,
મહાવીર જસ જેનું જગમાં ગવાય છે.
એવી માત શારદાને પ્રેમથી પ્રણામ કરૂ,
કવી તણી વાણીમાં સમાણી જે સદાય છે.

એમ. જી. ઠાકોર.

મનોહર કાંન્તિવાલી મોર જેનું વાહન છે. હાથમાં લિધેલી વિણાંથી સંગિતનું ઉચ્ચાર કરી આખા જકતને આનંદ આપનાર સરસ્વતીનું વંદન કરી મ્હારી અલ્પ બુધ્ધી અનુસાર મહિસુતાનું ઉત્તમ વૃતાંત જનસમુહ વચે રજુ કરિશ. પ્રિય વાંચકો મ્હારી બુધ્ધી શું મહારૂં ગજું શું. પરંતુ જે કંઇ થયું છે તે એક દૈવી શકિતને અનુસરીનેજ થયું છે. જે દૈવી શકતી પ્રાણીમાત્રમાં સારી અથવા ખરાબ બુધ્ધિને ઉત્પન્ન કરે છે. જે દૈવી શકતી રંકને રાજા અને રાજાને રંક કરી ઘરેઘરે ભિક્ષા મંગાવી પોતાની અદ્‌ભુત શકિતનું અવલોકન કરાવે છે. એટલુંજ નહીં. પરંતુ જે દૈવી શકતી વડે ચઢતી અને પડતીનું ભાન થાય છે તેવી દૈવીશક્તીને સદાય્યે નમસ્કાર હો.

અહો કાંમીજનો અથવા દ્રવ્યનાં મદે કરીને પરમાત્માને ભુલી ગએલા મદાંન્ધો જાગ્રત થાઓ અને જુઓ કે હું પણ તમારા જેવોજ એક વિષય વાસનાંનેજ શ્રેષ્ઠ જાણનારો મનુષ્ય છું તથાપી દેવીશકતીનાં યોગે આવી પડેલી આફતો અને તેને અનુસરીને થએલી ચઢતી પડતીનાં બે પડો વચે ચકદાઇ છુંદાઇનેજ આ પુસ્તક લખવા ભાગ્યશાળી થયો છું. મહારી ઇચ્છા કવીપણું પ્રાપ્ત કરવાની નથી. તથાપી આ પુસ્તકનું અવલોકન કરી મ્હારા દેશીભાઇઓ કે જેઓ કુદરતનાં પરાક્રમને સદંતર ભુલીજ ગયા છે. તેઓનાં હૃદયમાં દેવીસતા સાથે, ધર્મનો પ્રકાશ થાય, અભિમાન દુર થાય, અને ભવિષ્યમાં દ્રવ્ય એ નાશવંત વસ્તુ છે વિષ્યવાસનાં એ નર્કમાં ધકેલી દેનારી તથા સત્વર મૃત્યુનાં પંજામાં સપડાવનારી કૃત્યા છે એમ જાણી સુજ્ઞજનો આ દુરગુણોથી દૂર રહે એજ મહારો આ પુસ્તકને પ્રકાશ કરવાનો હેતુ છે—

હાલમાં જે બિના આ પુસ્તક દ્વારા મેં જનસમાજ સમક્ષ મુકવા વિચાર કર્યો છે. તે બિનાઓથી આપણા દેશનાં બાળથી વૃધ્ધ સુધિ દરેક મનુષ્યો જાણીતા છે તથાપી જેમ અરીસા વગર પોતાની મૂખકૃતિ કોઇથી અવલોકન કરી શકાતી નથી, તેમજ આ પુસ્તકનું અવલોકન કર્યા સિવાય મહિસુતા કોણ હતી અને કયા યુગમાં વર્તમાન હતી તે પણ કોઇથી જાણી શકાતું નથી એનું કારણ ફકત મનુષ્યોને આપણા ધર્મ શાસ્ત્રપર રહેલો અભાવ છે. તે અભાવને દુર કરવા અનેક પ્રકારનાં સુંદર કાવ્યો–અને વીર રસથી ભરપૂર આ લેખ કંઇ નવાજ રૂપમાં દેખાવ

હશે. જેનું અવલોકન કરી બાળકો શુરવીરપણું અને તે સાથે પિતુભકિત પ્રાપ્ત કરી પુર્ણું પરાક્રમી થશે.—તરૂણો એક પત્નિવૃત પાળતાં વ્યભિચારથી દુર થઇ ઉત્તમ ધર્મને ધારણ કરશે—સ્ત્રીયો પતીને પરમાત્મા સમાન ગણી તેમાંજ હૃદય લાગણી લગાડી ઉત્તમ એવા સતી ધર્મને ધારણ કરશે-તે જોઇ મને જે આનંદ થશે તે આનંદ વડે હું મ્હારા આશ્રયદાતાઓને વધાવી લઇ થએલા ઉપકારો માટે સદાએ આભારી થઇશ એવી આશા છે.

વિશ્વમાં અનેક પ્રકારનાં પુરૂષો જન્મે છે અને મરે છે. તથાપી આજપર્યંત રામ અને કૃષ્ણ જેવા કોઇ પણ પ્રતાપી પુરૂષ થયા હોય એમ સંભવતું નથી, 'રામ' ધર્મનાં પ્રકાશ કરનારાઓમાં શ્રેષ્ઠ હતાં. ત્યારે 'કૃષ્ણ' ભકત વસ્તલ હતા. રામ ધર્મને અનુસરી પિતાની આજ્ઞાનું પાલન કરવા યુવરાજ પદનું પરિત્યાગ કરી દંડક આર્ણ્યમાં વાસો કર્યો જ્યાં સીતાનું હરણ થતાં તેઓ બહુજ વિપરીત દશાએ પોહચ્યા છતાં ધર્મને ઓળગીજ રહ્યા—ત્યારે કૃષ્ણ પોતાનાં પરમભકત પાંડવોનાં રક્ષણાર્થે પોતાની લીધેલી પ્રતિજ્ઞાનું ત્યાગ કરી રણસંગ્રામમાં સુદરશન ચક્ર ધારણ કર્યું એટલુંજ નહીં પણ કુન્તી સુત અર્જુનનાં શારથી થવા જેવું એક નિંદિત કાર્ય કર્યું તથાપી પોતાનાં પ્રિય ભકતોને જરા પણ આંચ આવવા દીધી નહિ. એ શું થોડું આશ્ચાર્ય ? એવા ઉત્તમ પુરૂષોને મુકી અન્યનાં વખાણ કરવા. ખોટાને સાચું કરી બતાવવું એવી કૃતી મુને જરા પણ ઠીક લાગી નહિ. જાણી સર્વ ધર્મ યુકત એવા જે 'રામ' તેનું સુક્ષમ ચરીત્ર વર્ણન કરી લેખના સમાપ્તી કરીશ.

રશિક અને પ્રિય વાંચકો સમક્ષ આ મ્હારૂ હરીરસથી ભરેલું બીજું પૂસ્તક મુકવા ભાગ્યશાળી થયો. એ માટે સર્વ શક્તિમાન પરમકૃપાળુ એવા પરમાત્માનો પુર્ણ ઉપકારમાંનું છું. ગ્રહસ્થો પ્રથમ પુસ્તક પ્રસિદ્ધમાં મુકતા મુને જે વિટંબનાંઓ પડી હતી. તે પ્રથમ પુસ્તકની પ્રસ્તાવનામાં દરશાવેલી છે છતાં આજે તે પુસ્તક માટે વધી પડેલી લોક લાગણી જોઇ હું તે વિટં-બનાઓને સહંતર વિશારી તે પુસ્તકનાં પ્રસિદ્ધ કાર્યમાં મદદ કર-નારા શેઠ "માધવજી ભાણુજી" તથા શેઠ "દેવકરણ ઓધવજી"ના તરફનો અત્યંત આભાર માની મહાન કવી વાલ્મીકિ એ કવીયોને માટે ખુલો કરેલો માર્ગ જે " રઘુવંશ " અને જે માર્ગે અનેક કવિયો ગએલા છે તેજ માર્ગે હું પણ પ્રવેશ કરૂં છું, જો કે મ્હારી બુધ્ધિ તેઓનાં જેવી નથી. તોપણ જે પુરૂષનું વર્ણન મહાત્મા નારદમુનીએ વાલ્મીકિ આગળ કર્યું હતું અને કહ્યું હતું કે આ સૃષ્ટિમાં જો કોઇ શ્રેષ્ટ પુરૂષ હોય તો રઘુવંશને દિપાવનારો ધર્મવાન નીતીવાન સત્યતાનો સ્થંભરૂપ એક રામજ છે. એ વાક્ય પર સંપૂર્ણ વિશ્વાસ લાવી રાત્રી અને દીવસે તેનુંજ ચિત્વન કરનારા એવા જે વાલ્મીકિ તે અધમ કૃત્યોમાંથી મુક્ત થઇ ઉત્તમ એવા ભાર્ગવ પદને પામ્યા.

કોઇ રટે ગોવિંદ ઘનશ્યામ શ્યામ કોઈ રટે.
કોઇ રટે મોર મુકટ મુરલી કે ધારીકો.
કોઈ રટે કંસ કે નિકંદન, નંદ નંદનકો,
કોઇ રટે કરપે ગોવરધન કે ધારીકો.

કોઇ રટે રામ ઔર સીતા રામ કોઇ રટે
મહાવીર રટે એક અવધ કે બિહારીકો.
હારી કો હારી કો રટત અવધવાસી સબ,
ગોપી સબ રટત જૈસે કુંજ કે બિહારીકો.

એમ. જી. ડાહેર.

આ સૃષ્ટી પ્રાચીન સમયથી બે પ્રકારનાં પુરૂષોનું જન્મ આપે છે, જેમાં એક સજ્જન અને બીજા દુષ્ટ જન. સજ્જન રામ હતા. ત્યારે ધર્મનો નાસ કરી અધર્મની વૃદ્ધી કરનાર રાવણ હતો. રામ યજ્ઞાદિક કરવા મહાત્માઓને ઉતેજન આપતા. ત્યારે ભુલચુકનો લાભ લઇ યજ્ઞાદિક કર્મોને નાશ કરવા અધર્મી રાવણ તૈયારજ રેહતો, માટેજ તે રાક્ષસ કહેવાતો હતો- તેવીજ રીતે હજુ પણ બનતુંજ જાય છે કારણ કે કોઈપણ મનુષ્ય વધુ મહેનતે ધર્મિક કાર્યમાં ઉપસ્થિત થાય કે તુરત તેના ગુણોને ન જોતાં અવગુણોની શોધ કરવા અલ્પ બુદ્ધી છતાં વિદ્વાનોનો ડોળ કરી ફરનારા "ટીકાકારો" સર્વદા તૈયારજ હોય છે અને એવાં કામો શોધવાજ ફરે છે. તથાપી—

સુનિંદક જનથી ડરી, કવી કૃતિ કરશે ત્યાજ,
શ્વાન શોર સુણિને, કદી ગતિ ન તજે ગજરાજ.

મ્હારો હેતુ કવી તરીકે પ્રખ્યાત થવાનું નથી તથાપી કવીતાનો લાભ બાળથી વૃદ્ધ સુધી હરેક મનુષ્યો બહુજ સરળતાથી લઇ શકે સમજી શકે અને જાણી શકે અથવા એકજ કાવ્ય હરેક રાગરાગણીથી બોલી શકે એવી ગોઠવણ કરતાં માત્રાભેદનો વિચારજ કર્યો નથી,

કારણુ કે તેમ કરવા જતાં કવીતાનો રહસ્ય છુપાઇ અર્થનો ગુઢાર્થ થઇ જાય તો વાંચક વર્ગને સમજવું ભારી થઇ પડે, કારણુ કે દરેક જગાએ મનુષ્યો વિદ્વાન, કવી, કે વકતા, થતા નથી. પણુ કોઇ કોઇ જગાએ એવા પણુ નજરે પડે છે કે જેને કવીતામાં બિલકુલ સમજ પડતી નથી. એ કારણુ પ્રત્યે લક્ષ આપતાં સ્પષ્ટ થાય છે કે કવિએ પોતાનો મહાત્વ દર્શાવવા માટે કવીતાનો અર્થ પોતાનાં હ્રદયમાં ઉતારી ફક્ત શબ્દજ વાંચક વર્ગની સમક્ષ રજુ કર્યાં છે. પછી જેમ ભોજન પિરસેલું હોવા છતાં જમ્યા શિવાય કોઇ પણુ ધરાતું નથી. તેમજ ગમે તેવી સારી કવીતા પણુ સમજ્યા વગર નકામી થઇ પડે છે. એમ જાણી આ પુસ્તકની દરેક જગાએ સરલતાજ દરશાવેલી છે જો કે તેમ કરવા જતાં. કેટલીએક ભૂલો પણ થઇ હશે. પરન્તુ સુજ્ઞ વાંચકો તે વિશે લક્ષ ન આપતાં સુધારીને વાંચશે અને થએલી ભૂલો માટે ક્ષમા કરશે એવી મહારી નમ્ર પ્રાર્થના છે:—

કરૂણા કરિ દીન બંધુ દીન અક્ષય પાત્ર પાન,
મરજી ન હોય કભી શુદ્ર અન્ન ખાનેકી.
મહાવીર મિલે આજ પર્વત એ પારસકે,
ખામી રહી નહિ અબ આનંદ ઉડાનેકી.
દાતા સબ દાનિન મે દાની મિલ આજ ગએ,
મનમે ન હોય ઇચ્છા અન્ય પાસ જાનેકી.
દીનન કે દિનાનાથ દીનનપર દયા કરી,
માંગનેકી મમતા રહી ન રાવ રાનેકી.

એમ. જી. ઠાકોર.

॥ श्लोकः ॥

आदौ राम तपोवनादि गमनं हत्वा मृगं काञ्चनं
वैदेही हरणं जटायु मरणं सुग्रीव संभाषणम्
वाली निर्दलं समुद्र तरणं लंकापुरी दाहनं
पश्चाद्रावण कुंभकर्ण हननं चैतद्धि रामायणम्

અર્થ.

પ્રથમ રામચંદ્ર ધર્મનું પાલન કરવા અર્થે પીતા વચનનું માન્ય કરી દંડક આરણ્યમાં પ્રવેશ કીધો જ્યાં અનેક પ્રકારનાં ચરિત્ર કરતાં સુવર્ણના મૃગરૂપી મારીચને માર્યો. તે પછી વૈદેહિ જે સીતા તેનું રાવણે હરણ કરી બલવાન એવા જટાયુને પોતાના શસ્ત્રોવડે નાશ કરી રામ પત્ની સીતાને લંકામાં લઇ ગયો. તેની શોધ કરતાં રામ વાનર પતી સુગ્રિવને મલ્યા, પરસ્પર સખા સંબંધ બંધાયો આખરે મિત્ર ધર્મનું પાલન કરવા અને સુગ્રિવને માહાકષ્ટથી મુક્ત કરવા રામે વાલીનો નાશ કર્યો, તે જોઇ ખુશી થયેલા સુગ્રિવે પોતાનું તમામ સૈન્ય ભેગું કરી સીતાની શોધ કરવાને અર્થે રવાના કર્યો. જ્યાં હનુમાને સો યોજનના વિસ્તારવાલા સમુદ્રનું ઉલ્લંઘન કરી છેવટ સુવર્ણની લંકા બાળી ભસ્મ કરી નાંખી. તે પછી રામને, સીતા લંકામાં છે, એવી ખબર મલતાં વાનર તથા રીંછોવાલું સુગ્રિવનું મોટું સૈન્ય લેઇ લંકામાં ચઢાઇ કરી, રાવણ કુંભકરણ જેવા અસંખ્ય યોદ્ધાનો નાશ કરી, ધર્મનો પ્રકાશ કર્યો. એટલા સમયમાં ચૌદ વરસ વીતી જાતાં રામ અયોધ્યામાં પાછા ફર્યા જ્યાં અયોધ્યાના પ્રિયજનોએ રામને રાજ્યાભિષેક કર્યો. સીતા રાવણના નિવાસમાં પણ પવિત્ર રહી હશે, એવી લોકવાયકા દૂર કરવા અર્થે રામે પોતાની પ્રાણ સમાન પ્રીય અને સતી શિરોમણી સીતાનો ત્યાગ કર્યો જ્યાં તેને અસંખ્ય દુ:ખો પડયાં. એ સર્વનું સુક્ષ્મ વર્ણન આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે જે વાંચવાથી વાંચકવર્ગને રામાયણનું અથવા તે સાથે રામના અદ્ભૂત ચરિત્રનું સ્મરણ થાય છે.

# મહિસુતા.

મહિસુતા—"મહિ" એટલે પૃથ્વી અને "સુતા" એટલે પુત્રી. ઉપલા નામનો "પૃથ્વીની પુત્રી" એવો ભાવાર્થ થાય છે, પણ તેથી કંઇ જોઇએ તેવો ખુલાસો થતો નથી, જાણી કંઇક વધુ વીસ્તાર સાથે કહેવું પડશે.

વિનસે જગ પુણ્ય પ્રભા જબહીં પ્રગટે ખલ નીચ નીસા અરરાઇ
દુ:ખ કરોડ મીલે શુભ સંતનકો, અરૂ પાપ કે ભાર ધરા ગરૂ આઇ
ધર્મ ઔ કર્મ ઘટે જબહિં, તબહીં જગ બાજત દ્વેશ બધાઇ
તબહી ભૂવી ભાર ઉતારનકો, હિતશે પ્રગટે જગ શ્રી રઘુરાઇ.

પુન્યનો પ્રકાશમાન સૂર્ય જ્યારે સંસારમાંથી અસ્ત થઇ જાય છે ત્યારે અધર્મની વૃદ્ધિ કરનારા દુષ્ટ રાક્ષસોનો જન્મ થાય છે, જેના પાપ કૃત્યો વડે સૃષ્ટિમાં નિરભયપણે રહેલા પ્રભુભકતોને બહુ સંકટ પડે છે અને અધર્મનો વધી ગએલો બોજો પૃથ્વી ઉપાડી પણ શકતી નથી. તે વખતે અધર્મનો નાશ કરવા અને ધર્મનો પ્રકાશ કરવા રામના જેવા તેજસ્વી પુરૂષનો જન્મ થાય છે. જે પોતાના બાહુબલે આખી સૃષ્ટિમાં વિજય કરી છેવટે ધર્મનો પ્રકાશ કરે છે.






પુસ્તકના નાયક " રામ " નો જન્મ ત્રેતાયુગમાં સરયુના પવિત્ર તટ પર આવેલા અયોધ્યા અથવા સત્યનામા નામની નગરીમાં થયો હતો, તે વખતે લંકામાં પુલસ્ત્ય કુલભુષણ રાવણ નામનો રાજા રાજ્ય કરતો હતો, જે સર્વ રાક્ષસનો અધિપતી કહેવાતો. ઉપરાંત તેની બરોબરી કોઇ પણ કરી શકતો ન હતો. રાવણના ત્રાસથી ત્રૈલોકય પણ કંપતો, અને જ્યાં તે જાતો, ત્યાં વીજયમાળ તેનાજ ગળામાં આરોપાતી. દેવ, દાનવ, અને ગાંધર્વો સર્વ તેને વશ થયા હતા. મોટા મોટા રાજાઓને જીતી દંડ લેતો, અભિમાને કરી કુલાઇ ગએલા રાવણે છેવટે આરણ્યમાં નિવાસ કરનારા તપેશ્વરી ઋષિયો ઉપર પણ, કર લાગુ કર્યો. આ અન્યાયને અનુસરી આખો આર્યવ્રત ખળભળી ઉઠયો. તથા તેના રાક્ષસી કર્મને માટે સર્વ તેને તીરસ્કારની નજરે જોવા લાગ્યા. આખરે કર વસુલ કરવા રાવણના સેવકો, ઋષિઓના આશ્રમોમાં આવી અનેક પ્રકારના ઉત્પાત કરવા લાગ્યા, તે જોઇ જીતેન્દ્રિય અથવા ક્રોધથી રહિત થએલા મહાત્માઓ, શ્રાપ ન આપતાં એક (રકતઘટ) સંપૂર્ણ રક્તથી ભરેલો એક ઘડો આપી બોલ્યા કે "એ અધર્મ કરનારાઓ લ્યો, આમાંજ અમારા કરની વસૂલાત છે, તે તમારા રાજા રાવણને આપજો અને ટુંકમાં એમ પણ કહેજો કે ઓ દુષ્ટ રાવણ આ તારા પાપનો સંપૂર્ણ ભરેલો ઘડો છે, તેને સંભાળીને રાખજે કુટતાંને વારજ તારા વંશનો નાશ કરશે,-અને જ્યાં રહેશે તે નગ્ર એક ભયંકર દુષ્કાળના મોઢામાં પડી નાશ

પામશે. આવો અમારો કોઇથી પણ મિથ્યા ન કરી શકાય તેવો ભયંકર શ્રાપ છે."

ઘડો જોઇને વિચારમાં પડેલા લંકાપતી રાવણે; સેવકોને હુકમ કર્યો કે—આ ઘડો કોઇ ન જાણે તેવી રીતે જનક વૈદેહીનાં રાજ્યમાં દાટી આવો.

સમય નદીના પ્રવાહ સમ વહી જતાં રૂષિયોના શ્રાપને અનુસરીને જનકના રાજ્યમાં મોટો ઉત્પાત થઇ રહ્યો અને હજારો માણસો દુષ્કાળના મોઢામાં પડી નાશ પામ્યા. આખરે વિદ્વાનોને તેનું કારણ પૂછતાં તેઓ બોલ્યા કે, ધર્મિષ્ટ જનક, જો તું તારી પત્ની યુકત ખનિક યંત્ર "હળ" તેને ખાંધે ધરી પૃથ્વીને ખેડે તો, મેઘની સંપૂર્ણ વૃષ્ટિ થાય, અને કમોતે મરતી પ્રજા ઉગરે આ સાંભળી પ્રજાપાલક ધર્મિ રાજા જનકે, તે કબુલ કર્યું. પછી જેવો તે જમીન ખેડવા જાય છે, કે તુરતજ એક ભયંકર ગગન-ભેદક ગર્જના થઇ અને તુરત પેલા હળનું શામ (કોશ) રકત ઘટમાં વાગ્યું એટલે ઘડો પુટતાં રકતની પીચકારીઓ પૃથ્વીમાંથી બહાર આવવા લાગી તથા તે સાથે કોઇ બાળકનો રડવાનો અવાજ સંભળાયો. રાજાએ ખનિક યંત્ર મૂકી પૃથ્વીમાંથી તે અર્ધ ફુટેલો રકતઘટ બહાર કાઢયો, અને અંદર દષ્ટિ કરી તો તેમાં ચંદ્રના સમાન તેજસ્વી એક કન્યા દષ્ટિએ પડી, વાંચક તેજ આ પુસ્તકની નાયકા મહિસુતા—સીતા.

---

# મહિમ્નુતા.

શાન્ત સ્વરૂપવાલા સર્પની સૈયામાં પોઢનારા નાભીમાં કમળવાલા દેવતાઓનાં ઇશ્વર વિશ્વનાં પાલણુ કરનાર આકાસની પેઠે અલિપ્ત મેઘ જેવા શ્યામ કલ્યાણુ રૂપ અંગવાળા લક્ષ્મીનાં પતી, કમલના જેવા નેત્રવાલા ધ્યાન ધરનાર યોગીયોને જણાય તેવા ભવનાં ભયને દુર કરનાર, સર્વ લોકના નાથ એવા વિશ્વંભર ભગવાનને હું વંદન કરૂં છું—

રામચંદ્રનાં ચરણુ કમળનું ભજન તેજ તિર્થ છે. નિર્મળ બુદ્ધિ તેજ રત્ન છે, જેનાં સાંભળવાથી દ્વૈત રૂપ અંધકારનો નાસ થાય, તેજ શાસ્ત્ર છે, તત્વજ્ઞાન એજ મિત્ર છે, અને અનેક પ્રકારે દુઃખ આપવામાં કુશલ એવો દુષ્ટ વાસનાનો સમુદાય તેજ શત્રુ છે—

હે દેવાધી દેવ હું તમારે સરણે આવ્યો છું, સરણુ આવવાને યોગ્ય છું, અનેક પ્રકારની અવસ્થાનો અનુભવ કરનારો છું, માટેજ આપને પ્રાપ્ત થયો છું. તો હે, સરણાગતની રક્ષા કરનાર, તમે મારી રક્ષા કરો—

# મહિસ્નુતા.

આપ પ્રથમ જગતને બનાવ્યો છો, તે પછી વિશ્વનું પોષણ કરો છો, અને પછી તેનો સંહાર કરો છો. આમ ત્રણ પ્રકારે વિશ્વને વિસે વ્યાપી રહેલા, આપને હું નમસ્કાર કરૂં છું—

જેની કૃપા મુંગાને વાચાળ કરે છે, અને પાંગળાને પર્વત ઓલંઘાવે છે. તે પરમ આનંદ એવા શ્રી રામચંદ્ર ને હું નમસ્કાર કરૂં છું—

વૈભવોને આપનારૂં તમામ પાપની જાળને સંહાર કરનારૂં અને આ સંસાર રૂપી સમુદ્રમાંથી ઉદ્ધાર કરનારૂં, એવું તમારૂં ઉત્તમ ચરીત્ર તે મારા હૃદયમાં વાસ કરો.

જેનું ચરિત્ર હૃદયહારી છે. એવા પરમ પુરૂષનું જો આ નેત્રોથી એકવાર પણ દર્શન થાય, તો પછી મધુ, વિંદુ, સુધા, અને અનેક પ્રકારની વસુધાનું શું કામ છે તે પરમજ્યોતી આગળ સકળ વસ્તુ તુચ્છ છે, મિથ્યા છે—

મનુષ્ય જન્મ, અને મોક્ષની ઇચ્છા, તથા મહાત્માનો આશ્રય, એ ત્રણ અતી દુર્લભ વસ્તુ, શ્રી હરીની કૃપા સિવાય મેળવી શકાતી નથી.

# તપોબળ.

કુમૂદ વન પ્રકાશ્યું, કમળ તો સહુ બિડાયાં,
દિનકર નભ સમાન્યો, ચંદ્રનાં કિર્ણ ધાયાં;
તેમજ આ જગતમાં, કાળનો ચક્ર ફરતો,
નૃપતિને ભિખારી, રંકને રાય કરતો.

"દૈવ્યગતિ" મુર્ખને, હજારો દાસ દાસી હાથી, ઘોડા, અને હજારો પાયદળો વચ્ચે માનથી વિજય ઘોષ કરતો ગમન કરાવે છે. તેજ "દૈવ્યગતિ" વિદ્વાનોને મૂર્ખ પાસે હાથ જોડી યાચના કરાવે છે, "દૈવ્યગતિ"થી સુરક્ષિત થએલો મૂર્ખ હાથીએ બેસીને જાય છે ત્યારે દૈવ્યથી પરાજય પામેલો વિદ્વાન પગે ચાલતો દેખાય છે, તેથી સમજાય છે કે પ્રાણી માત્રને સુખ અથવા દુઃખ આપનાર એક દૈવ્યજ છે. પરંતુ બીજો કોઇજ નથી.



વે આપણે બીજી તરફ નજર કરીએ. રાવણના ત્રાસથી ત્રાસીત થએલા મહાત્માઓ તેના નાશના ઉપાયો શોધવા લાગ્યા. આખરે નિશ્ચય કર્યો કે રાવણનો નાશ કરનાર કાળ, અયોધ્યામાં દશરથ રાજાને ત્યાં પૂત્ર રૂપે પ્રગટ થઇ ચુકયો છે. માટે ગમે તેમ કરીને તેને લઈ આવી તેનાજ હાથે આ દુષ્ટનો શીરચ્છેદ કરાવી પૃથ્વીનો ભાર ઉતારવો, એવો ઠરાવ

કરી તપોબલમાં શ્રેષ્ટ એવા વિશ્વામીત્ર જગતનો તાપ દુર કરવાર્થે રામ જેવા પ્રતાપી પુરૂષની સહાયતા લેવા માટે અયોધ્યા ભણી ચાલ્યા—રાજ્યદ્વારમાં આવતાં પ્રતિહારે રાજાને ખબર આપી કે–તપોબલે કરીને બ્રહ્મઋષિપદ પ્રાપ્ત કરેલા મહાઋષિ–વિશ્વામિત્ર બારણે આવી ઉભા છે. આ સાંભળી આખો દરબાર ખળભળી ઉઠયો, અને રાજાની આજ્ઞા મળતાં પ્રધાને તેઓને દરબારમાં બહુજ મર્યાદા સહીત દાખલ કરી યોગ્ય આસન આપ્યું, ત્યારબાદ–દશરથ રાજા બોલ્યા, મહારાજ, આ હતભાગી દશરથ આપને નમન કરે છે.

રાજા, તારૂં કલ્યાણ થાઓ. માહારા જાણવામાં આવ્યું છે કે–જગતને પાલન કરનાર અને પોતાના બલવાન બાહુબલોથી દુષ્ટ ઘાતકી અને ક્રુર રાક્ષસોનો સંહાર કરી ભકતોને નિરભય કરનાર એવા રામનો જન્મ થયો; તો હે રઘુવંશીઓમાં શ્રેષ્ટ દશરથ તે, તારો કયો પુત્ર છે અભીરામ, કે, જેનું રાખ્યું છે નામ રામ—

યોગેંદ્ર, તે આપની સામેજ બેઠા છે માહરા નેત્રના મણી સુખધામ, કે, જેનું નામ છે અભીરામ. વળી આનું નામ લક્ષ્મણ કહેવાય છે, એ રામનો નાનો ભાઇ થાય છે.

વાહવાહ, જોડી તો બહુ સુંદર છે રાજેન્દ્ર

ભવજલથી તારનારી, સર્વ કાર્યમાં છે મોક્ષકારી,
આનંદિત નેત્રોને લીલા, શ્રીરામની નીર્વીકારી.

માહારાજ.

નમન કરતો રામ, આ, આપને તપોધન વીચારી,
કહો કેમ પધાર્યા આપ છો, દાસપર દયા ધારી.

અહો સ્વર્ગના સુખકારી, શું ભુલી ગયા ભક્તો ઉપર ગુજરતો સીતંમ ભારી?

યાદ કરો જગદીશ જન્મ શા માટ ધર્યો છે,
સ્વર્ગ તણો આરામ ધામ કેમ ત્યાગ કર્યો છે,
ભૂલી ગયા છો બોધને, દશરથનો વીસ્તાર આ,
તો ક્યમ કરી કરશો પ્રભુ ભક્તો તણો નિસ્તાર આ.

મહાઋષિ શાન્ત થાઓ.

યાદ છે મુજને સહુ, કરૂં દુષ્ટ વિણુની મહિ
નિરભય ભક્ત કરૂં નહીં, તો રામનામ મારૂં નહીં
ભલે દુષ્ટ મહી અવતર્યા, ભક્તોને સંતાપવા
મુનિવર શોક તજો તમે, આ રામ છે દુઃખ કાપવા.

ભલે, માહરા દીન દયાલ ભલે.

ભક્તોના ભયને હરી ખળનો નાશ કરો,
આ મુજ આશીરવાદ છે કે લીલા અમિત કરો.

માટે—

અહો રાજેન્દ્ર દશરથ, આજે હું ત્હારી પાસે કંઇ માગવા આવ્યો છું.

સ્વર્ગ, મૃત્યુ, ભૂતળ, વીષે, જેના ગુણ સહુ ગાય,
તે સુત પામી ના કંઇ, આપ્યું મુજને રાય.

માટે માગું વચન જે, આપી કર શાન્ત મુજને,
નહીંતર કોપની અગ્નિમાં, બાળી નાંખીશ તુજને.

મહારાજ, ક્ષમા કરો–નીરદોશ ઉપર કોપ કરવો આપને કદી ના ઘટે, માગો ચિન્તાને મુકી તો આપી દશરથ ના હટે.

રાજ્ય, પાટ, ધન, ધાન્ય, આ, ઋષિસંપદા જે ચહો,
રામ પરે કુરબાન છે, જીવન જો મારો કહો.
નહીં નિરાશ મુનીવર થશો, આણ રામની આજ છે,
તોપણ શંકા હોય તો, લ્યો હાજર આ તાજ છે.

રાજા,–જે તાજને મુકી દઇ જોગ લીધો, હૃદય તેનાથી મલી ગયું, જે રાજથી તારાજ કીધો–તેને મૂકી તાજને હું કરૂં શું ? મુકતા તજી કાચને હું કરૂં શું.

રાજ્ય મુકયો અરૂતાજ મુકયો, સુખસાજ મુકી પ્રભુના ગુણગાયો,
ચંદન તેલ ફુલેલ મુકી શીર ભસ્મ ધરી આ વેશ બનાવ્યો,

સ્વર્ગ ગયો, અપવગ ગયો, સહુ ઢુંઢી ફર્યો પણ જાહિન પાયો.
તે તુજ મંદીર મધ્ય વશ્યો નૃપ, આપ મુને જે કારણુ આયો.

આવા અસંખ્ય તાજોનો જે શીરતાજ છે, તેનેજ હાથે ભકતોની લાજ છે.-તેના વીનાનું કામ મારૂં રાય પુરણુ ના થશે, કીધા વીનાનું કામ તો આરામ મુજને ના થશે—

તેથી—

છુપાવ્યો છે ભવનમાં, જે આ રામને
સોંપી દે રાજેન્દ્ર મુજને, યોગ મણી શ્રી રામને

નહીં માનેજો કહ્યું મારૂં, તો ક્રોધની અગ્નિ પ્રજ્જ્વલિત કરૂં, જેમ નાશ વસિષ્ટ સુતનો કર્યો, તેમ રાય હું તારો કરૂં—

માટે—

અન્ય ઋષિ સમ જાણીને નહીં કરતો ઈનકાર,
વિશ્વામિત્રને જાણજે, ક્રોધ તણો અંગાર.

સમજ્યો, રાજાઓ ગૌબ્રાહ્મણ પ્રતિપાલ ગણાય છે, એ તને સમજાય છે. દુષ્ટ રાક્ષસોની અનિતીએ કરીને બ્રહ્માંડ કંપવા લાગ્યો છે, તેઓની ભયંકર તરવારોના ભોગ થઇ પડેલા અસંખ્ય ઋષિઓ અને બ્રાહ્મણોનાં રૂધિરની રકત સરિતાના પ્રવાહે પૃથ્વીને તરબોલ કરી મુકી છે. તેઓના ત્રાસથી કરી, વનમાં નિવાસ કરનારાઓ તથા સરયુના પવિત્ર, તટ પર વસનારા પ્રભુ ભકતો, આજે તે રમણિય ભુમીનો ત્યાગ કરી સદૈવ માટે ચાલ્યા જતા દેખાય છે.

જ્યાં ઋષિઓ સમાધિ લગાવતા, ત્યાં ગાયોનો વધ થાય છે. રાક્ષસોએ કાળો કેહેર વરતાવી દીધો છે. તપ, હોમ કે યજ્ઞાદિક કમ કરી શકાતાં નથી. આકાશથી માંસ અને રૂધિરની વૃષ્ટિ થાય છે. પવિત્ર કર્મોનો નાશ થાય છે. માટે ઓ દશરથ?

એ દુઃખને દૂર કરવા આવ્યો છું પાસ તારી,
ભલે, મહારાજ હુકમ હોય તો તયાર છે. સૈન્ય માહરી.
એ દુષ્ટોને નાશ કરવા, આ, મારી તલવાર છે,
માહારાજ ચિંતા મુકો, એ પાપીનો શું ભાર છે.

ખડખડે ખડકને બાણુ સુસવાટથી, વાટને ઘાટ રાતેજ રંગે,
દાટિ કિનાર શોણીત સરિતા વહે, ડાકણો ન્હાય તેમાં ઉમંગે,
દુષ્ટના શરીરને ભક્ષ ભૂતો કરે, પાન પ્રીતે કરે રૂધીર કેરૂં
તેમ તોફાનથી ભૂમિ નીરભય કરી, વાવરૂં હાથ નહીં થાઉં ભીરૂં.
કીટ સમકાપી કપટી બધા ક્રુર તે, દુષ્ટ, હણતાં નહીં વાર લાવું.
અભય ભકતો કરી ભુમ્મિ ભયને હરી, ત્રાસખળવાસમાં વરતાવું.
બ્રહ્મ રૂધિર તણી રકત સરિતા વહે, તેમ ખળ રૂધિરની ના વહાવું.
કહત માહાવીર તો રાય દશરથ નહીં, નાથ જો કામમાં વાર લાવું.

શાન્ત હો, શાન્ત હો, રાજા દશરથ, તે પાપીઓનો નાશ કરવાનું કામ તારૂં નથી, પણ તારે ત્યાં બાળક રૂપે જન્મ લેનાર અને ભકતોને વિકાળ કાળથી બચાંવનાર તાહરો આ કુમાર છે કે, જેની લીલા અમિત અપાર છે.

નામ છે, રામ પુરણ કરે કામ તે, આપતું રાય તેબાળ મુજને
દુષ્ટને મારશે, ભક્તને તારશે, વધુ શું કહું આજ તુંજને.

મુનીવર આ આપ શું બોલો છો ? ક્યાં આ નાંહના બાલ, અને ક્યાં તે ક્રુર કાળ, ખરેખર અનુચિત્ થાય છે.

અરે ઓ મોહાંન્ધ રાજા, તને ખબર નથી કે કોણ છે આ રામના નામનો ધારણ કરનાર, સમજ, સમજ, ઓ દશરથ, તે એજ છે જગતનો પાલન કરનાર.

રાયનો રંક ને રંક રાજા કરે, ધુળનો થાય ગીરરાજ ભારી,
થઇ પ્રેમાંન્ધ તું રામ નહીં જાણુતો, એજ છે ભક્તનો સહાયકારી,
કીડીથી હાથીને એજ પય આપતો, કાપતો પ્રસવનાં દુઃખ ભારી,
કહત મહાવીર અજ્ઞાન નૃપ કાં થયો, રામ ઓળખ્યો નહીં બાલ ધારી.

એવા રામના બાણુમાં જેમ પતંગીયા દીવામાં પડી નાશ પામે છે, તેમજ તે દુષ્ટ રાક્ષસો બળી ખાખ થઇ જશે.

રૂષિવર—
પ્રાણથી અધિક છે રામ મુજને, રામવિણ ધિક્ક આ ચામ મુજને
જીવન બધું રામ વિણ છે અકારૂં, જોયાવિણ રામને ન રહે પ્રાણ મારૂં,

તેથી
ન્યારા ન કહિયે કરૂં, આંખ થકી અભીરામ,
તન ધન દારા સંપદા, તુમ્હછવિણ શ્રીરામ.

તેથી હે સ્વામી વીચારીને ન કહી આપ વાણી, રામને લઇ જવામાં ભુલ માણી.

ધાન્ય, ધરા, ધન, સંપદા નાશ ચાહે થઇ જાય,
મુકી મૃતક તન પ્રાણ આ સ્વર્ગ ભલેને જાય;
રામ વિના આ દેહને, કોનો છે આધાર,
હે મુનિ મારા પ્રાણનો રામ એજ રખવાર.
જેણે જોયું નહીં સંગ્રામ ન સ્વપ્નામહી કીધું,
અરે મુનિવર વીચાર્યું ન કંઇ માંગી વચન લીધું;
બળી વિકાળ એ ભારીને કયાં આ બાળ તન ધારી,
શકે શી રીતથી રણમાં પ્રભુ આ દુષ્ટને મારી.

માટે મહારાજ, માહારૂં મહાન સૈન્ય લઇ તમારી મદદે આવવા તૈયાર છું પરંતુ રામને માટે લાચાર છું.

અરે ઓ મોહાંધ થએલા રાજા, તું જાણે છે કે આ કોણ છે? વિશ્વામિત્ર ! વળી મારી આજ્ઞાનું ઉલંઘન કરતાં શું પરીણામ આવશે તેનો ખ્યાલ કર, અને—

જેને તું સમજે છે બાલ તારો,
ખરેખર તેજ છે જગતનો પાળનારો.

કૃપા જેની વડે પંગુ ગીર રાજને, નીમિષ એક માત્રમાં જાય ઠેકી
અંધ પણ દેખતા થાય છે. નેત્રથી, જાસુ કૃપા વડે દુઃખ વેઠી
થાય વાચાળ મુંગા કૃપા જે વડે, રંકને રાય જે નાથ કરતો
કહત મહાવીર નૃપ શોચ શાને કરે. રામથી કાલનો કાલ ડરતો—

પિતાજી તપોધની એવા વિશ્વામિત્રને નારાજ શા માટે કરો છો ? જો તેને મનેજ લઇ જવાની મરજી છે ? તો પછી શા માટે જવા દેતા નથી ? તે દુષ્ટો મને શું કરનાર છે. ખરેખર તે પાપીઓ મારા બાણથી મરનાર છે.

કેશરિ તણો, બાલ ગજથીજ નાનો,
પરંતુ હણે, મસ્ત ગજરાજ પ્રાણો,
દેખાએ આગનો તણખો, ઘાસના ગંજથી નાનો;
કરે છે ખાખ બાળીને, હતો અંગાર જે નાનો,

તેથી હવે વધારે વીલંબ ન કરતાં સત્વર રજા આપો. અને પછી જુઓ કે પ્રકાશ માન સૂર્યનાં પ્રતિબિંબ પાસે તમ રૂપી અંધકાર ક્યાં સુધી ટકી શકે છે, છેવટે દશરથ રાજાએ વિશ્વામિત્ર સાથે પોતાના બે પુત્રો રામ અને લક્ષ્મણને ક્ષત્રિય ધર્મનો બોધ કરી ધનુષ્ય બાણ આપી રવાના કર્યા. ત્યાં તેણે મહાન પરાક્રમ બતાવી મોટા મોટા રાક્ષસોનો નાશ કરી છેવટે ત્રાટિકા વધ કર્યો. આ કાર્યથી સંપૂર્ણ પ્રસન્ન થયેલા વિશ્વામિત્ર ત્રલોકયને જીતી શકાય એવી ધનુર વિદ્યા શીખાવ્યા પછી ત્યાંથી મીથલાપુર રવાના થયા.



## મહિસુતા.

પોતાનો આત્મા જે સંસાર સાગરમાં મગ્ન થઇ ડુબી રહ્યો છે. તેને યોગ રૂપી નૌકામાં બેસી તત્વ રૂપી હલેસા વડે, અને જ્ઞાન રૂપી ખલાસીનો આશ્રય લઇ પોતાની મેલેજ ઉગારવો જોઇએ—

જે મનુષ્ય કામનાઓને તજી, નિસ્પૃહ થઇ, આ સંસારમાં વિચરે, છે અને જેની અહંતા, મમતા, ટળી ગઇ છે. તે સદાએ શાંન્તિને પામે છે—

જે યોગી ઇંદ્રિયોનો વિજય કરી, સાવધાન થઇને પ્રાણ વાયુને પોતાને આધીન કરે છે. પછી મનને શાન્ત કરી મારા વિષે જોડે છે. ત્યારે સિદ્ધિઓ તે યોગીની પાસે આફેડી જઇ સેવામાં હાજર થાય છે.

દુધમાં દુધ, તેલમાં તેલ, અને જળમાં જળ, મળવાથી જેમ એક રસ થઇ જાય છે. તેમ તત્વવેતા મનુષ્યો પરમાત્માંમા નિમગ્ન થતાં પરમાત્મામય થઇ જાય છે—

# મહિમ્નસુતા.

પરાધીનપણામાં પણ જો શ્રી રામચંદ્રનાં નામનું સ્મરણ કરવામાં આવે, તો મૃગલાઓ જેમ સિંહનાં ડરથી ભાગતા દેખાય છે, તેમજ મનુષ્યથી થએલા અસંખ્ય પાપો, રામના નામને લેનાર પ્રાણીને મુકી ભાગતા દેખાય છે—

હે મનુષ્ય તું કેમ ભટકયા કરે છે, સર્વ ધર્મનો પરિત્યાગ કરી મને એકનેજ શરણે આવ. હું તારા સર્વ પાપો બાળીને ભષ્મ કરિશ. અને મુકિત આપીશ. માટે શોક માં કર.

તું તમામ વિષ્યોમાંથી તારા હૃદયને ખેંચીને માત્ર મારા વિશે લગાડ, મારિજ ભકિત કર. મારૂંજ ધ્યાન કર. અને મનેજ વંદન કર, તો હું પ્રતિજ્ઞા કરૂં છું કે હું તને ઉગારી લઈસ અને તેમ થવાથી તું મુનેજ આવી મલીશ તેમાં જરાએ શંસય નથી.

વિચાર કરી કરી, પોતાનાં મેળે આત્માઓ આત્માને, અવલંબીને, સંસાર રૂપી મોહશાગરમાંથી પોતાનાં મન રૂપી, મૃગને, તારી, લેવો જોઇએ—



# પ્રતિજ્ઞા.

મયુર માટે મેઘો કોકિલાને વસંત,
કર્યું ચાતક માટે, શ્વાતિનો શો પ્રસંગ.
કમળ માટે રવિને, કુમુદહિત ચંદ્ર કીધું.
તને પણ તે દેશે, જગતને જેણે દીધું.

ગર્ભવાશમાં બિંદુ માત્રથી આખું શરીર રચાયું, અને તેમાં જીવનો સંચાર થયો તે વખતે નસો દ્વારા તેના ઉદરપોષણહિત પ્રવાહિ પદાર્થ પહોંચાડીને રક્ષણ કર્યું. પ્રવશ પહેલાંજ માતાના સ્તનમાં દુધનો સંચાર થયો અને તે પછી જન્મ થયો, જ્યાં તે વડે શરીરનું પોશણ થયું. એવી રીતે દરેક વખતે રક્ષણજ કરતો આવ્યો છે, છતાં મુઢ પ્રાણી હજુએ તને તેનોભરૂસો નથી. તેથીજ તું દુ:ખી છે. એ દુ:ખમાંથી મુક્ત થવા માટે ફકત એકજ રસ્તો છે. તે એ કે તું તેના ઉપર ભરૂસો રાખ. અને મન સાથે દઢ નિશ્ચય કર, કે જે સર્વને આપવાવાલો છે. તે તારી પણ ખબર લેશે.

**" જન ચહે લાખ પ્રયત્નો કરે, થાય જે ધાર્યું ધરણીધરે "**



મજ રાવણના પણ સર્વ પ્રયત્નો નીષ્ફળ ગયા સબબ કે તેનો નાશ કરનારી મહા સતી સીતા જનકપુરમાં પ્રગટ થઇ ચુકી. સમય નદીના પૂર્ણ પ્રવાહ સમ વહી જતાં આખરે જનકપુત્રી સીતા ઉમરલાયક થતાં તેનો સ્વયંવર કરવામાં આવ્યો. જ્યાં દેશ દેશના રાજાઓને

નિમંત્રણ કરવામાં આવ્યું હતું જેમાં રાવણ, બાણાસુર, અને બીજા અસંખ્ય રાજાઓ હાજર હતા, તે ઉપરાંત તપોધન વિશ્વામિત્ર સાથે મારીચને, એક બાણુથી સહસ્ત્ર યોજન ફેંકી દેનારા રામ અને લક્ષ્મણ પણ આવી હાજર થયા હતા. આખરે સમસ્ત રાજાઓ સમક્ષ પ્રતિજ્ઞા કરતાં જનક રાજાએ જણાવ્યું કે હે નરેશો, મારી પુત્રી સીતાએ આ શંકરના પિનાક નામના ધનુષ્યને એક ચપટી માત્રથી પકડીને ઉપાડી લીધું છે. માટે અત્રે ભેગા થએલા રાજાઓમાં જે આ દેવતાઇ ધનુષ્યનું ખંડન કરી નાંખશે. તેજ મારી ભાગ્યવતી પુત્રી સીતાના કરની વીજય માળ ધારણ કરવાને ભાગ્યશાળી ગણાશે અને તેજ પુરૂષ આ ભાગ્યવતી મ્હારી પુત્રીનો પતી થવાને પાત્ર ગણાશે. એવી મારી પ્રતિજ્ઞા છે.

આ સાંભળી હરેક રાજાઓ પોતપોતાના બળની પરિક્ષા કરવા માટે ઉભા થયા. પરંતુ શંકરે દેવતાઇ જનકને આપેલો ધનુષ્ય, કોઇ પણ હલાવી શકયો નહીં. આ બનાવ જોઇ નીરાશ થએલા જનકરાજાએ કહ્યું કે—હે મહેશો, જો મને પ્રથમથી ખબર હોત કે આ શીવનું ધનુષ્ય તોડનાર? બ્રહ્માએ આ સંસારમાં ઉત્પન્નજ કર્યો નથી તો આવી ભિષ્મ પ્રતિજ્ઞા કદીએ કરત નહીં અને અત્રે ભેગા થએલા રાજાઓમાંથી કોઇને પણ ઉમર લાયક કન્યા વરાવી આપી પિતાની ફરજથી મુકત થઇ જાત. પરંતુ હવે શું કરવું? પ્રતિજ્ઞાનો પરિત્યાગ કરવા કરતાં પૂત્રી કુંવારી રાખવી: એજ સર્વોત્તમ શ્રેષ્ટ છે. જાણી હે નરેશો તમો સર્વે પોતપોતાને પંથે પડી જાઓ: કારણ કે આ પૃથ્વી વીરથી વહિન છે. આમાં શંકરનું ધનુષ્ય તોડનાર જનગ્યોજ નથી. એવું મને નીશ્ચય થયું છે.

આ સાંભળી વિશ્વામિત્રના સમિપમાં બેઠેલા દશરથ પુત્ર રામ અને લક્ષ્મણને બહુજ ખોટું લાગ્યું. તેથી તેઓ હાથ જોડી બોલ્યા કે હે ગુરૂદેવ, જનક જે વચનો કહે છે, તે હવે અમારાથી શ્રવણ કરી શકાતા નથી. માટે તમારી આજ્ઞા હોય તો આ સામે પડેલા ધનુષ્યના ક્ષણમાત્રમાં સહસ્ત્ર ટુકડા કરી ફગાવી દઇએ, વળી જે પૃથ્વી નિરવીર સમજવામાં, જનકે મોહોટી ભૂલ કરી છે, તેમાં વીરો હજુ કાયમ છે; પણ નાશ પામ્યા નથી. એ તેને ખાત્રી કરાવી દઇએ.

રામના પરાક્રમને સંપૂર્ણ જાણનારા વિશ્વામિત્રે છેવટે ધનુષ્ય તોડવાની આજ્ઞા આપી. ગુરૂ આજ્ઞાને અનુસરીને ચાલ નારા રામે, તે ધનુષ્યને પળમાત્રમાં તોડીને ફગાવી દીધું. અને વર માળ લઇ ઉભેલી સીતાનો સત્કાર કરી જનકની પ્રતિજ્ઞા પૂર્ણ કરી. તે જોઇ સભામાં બેઠેલા બીજા રાજાઓ પણ આશ્ચર્ય પામ્યા.

જે વખતે ગુરૂ વિશ્વામિત્રની આજ્ઞા મળવાથી રામ ધનુષ્ય સમક્ષ જવા લાગ્યા. તે વખતે ભિન્ન ભિન્ન લોકોએ રામને ભિન્ન ભિન્ન રૂપે જોયા હતા. મલ્લોએ વજ્ર જેવા જોયા હતા, ઉત્તમ મનુષ્યોએ એક મહાત્મા જેવા તથા જનકપુરની સ્ત્રીઓએ મુર્ત્તિ-માન કામદેવ જેવા જોયા હતા, જનક રાજા, રાજ્યપત્નિ, અને સીતા, એઓએ નેત્રોને આનંદ આપનાર રૂપરૂપના ભંડાર રૂપે જોયા હતા, જ્યારે ધનુષ્ય તોડવાને માટે ભેગા થયલા રાજાઓએ મહાબલવાન એવા વીર રૂપે જોયા હતા, યોગીઓએ પરમાત્મા રૂપે જોયા હતા. અને રાવણે દુષ્ટોને નાશ કરનારા કાળરૂપે જોયા હતા,

આવી રીતે ભગવાન એક હોવા છતાં દરેકને જુદા જુદા રૂપે દર્શન આપી, પોતાનું મહાન પરાક્રમ બતાવી અંતે શીવના ધનુષ્યનું ખંડન કરી, કોઇથી ન થઇ શકે એવું મહાનકાર્ય કર્યું. આથી જનકને બહુ આનંદ થયો. અને દશરથ પુત્ર રામનું પરાક્રમ "સૌથી શ્રેષ્ટ થાઓ." એમ કહી પાસે ઉભેલી સીતાને રામના ગળામાં જયમાળ આરોપણુ કરવા રજા આપી. એટલે આખી સભામાં મોટી ગર્જનાઓ થઇ અને દુંદુભી તથા સરણાઇ વીગેરેના નાદોથી આખો સભામંડળ ગાજી ઉઠયો.



# મહિસુતા.

જેવી રીતે ભમરીનું ધ્યાન ધરનાર કીટ, ભમરો થઇ જાય છે. તેવીજ રીતે એક નિષ્ઠાથી પરમાત્માનું ધ્યાન ધરનાર, પરમાત્મામાં મલી જાય. તેમાં શી નવાઇ?

સત્પુરૂષોનો સંગ. કલ્પ વ્રક્ષનાં જેવો છે. તે શું શું નથી! કરતો? પાપનો નાશ કરે છે, સદ્બુદ્ધિ આપે છે. હૃદયનાં અંધકારને દુર કરે છે. સત્ય અસત્યનો ભાસ કરાવી અજ્ઞાન રૂપી અંધકારને દુર કરી પરમાનંદની પદવી આપે છે:—

સુંદર રૂપવાળું શરીર, સ્ત્રી, ઉત્મયસ, તથા અનેક જાતનું મેરૂ સમાન ધન હોય, તોપણ જો શ્રી રામનાં ચરણ કમળમાં હૃદય લાગ્યું ન હોય, તો તે બધાથી શું થનાર છે:—?

ઇંદ્રને પણ સુખ નથી, તેમ ચક્રવર્તીને પણ સુખ નથી, પરંતુ એકાન્તમાં જીવન ગાળનારા મહાત્માજ સુખી દેખાય છે.

## મહિસુતા.

જે માણસ સર્વ કામનાંઓને ત્યાગ કરી નિસ્પૃહ થઇ: મોહ, મમતા, અને અહંકારથી રહિત થઇને વિચરે છે. તે શાન્તિને પામે છે:—

અહીં પણ કંઇ નથી. પરલોકમાં પણ કંઇ નથી. જ્યાં જ્યાં તે જાય છે, ત્યાં ત્યાં પણ કંઇ નથી. આત્મજ્ઞાન વિના બીજું કંઇ નથીજ. વળી વિચાર દૃષ્ટિએ જોતાં જગત્ પણ કંઇજ નથી. યથાર્થ સર્વ મિથ્યા છે:—

પતંગિયો દાહની પીડા ન જાણતો હોવાથી દીવામાં ઝપલાય છે–મીન આંકડાને ન જાણતાં તેમાં ભરાવેલા ગળનો અહાર કરે છે. પરંતુ અમે તો જાણતા હોવા છતાં સંપત્તિઓનાં સમુહવાલી, એવી કામનાંઓને છોડતા નથી. એ શું થોડું આશ્ચર્ય:—?

અંતકાળે મારૂંજ સ્મરણ કરતાં કલેવર મુકીને જે જાય છે. તે મારા ભાવનેજ પામે છે. એમાં સંસય નથી:-



# કર્મગતિ.

નથી રાય તે, જેહુની કીર્તિ ગાજે.
નથી ભૂપ તે, નોબતો સાથ વાજે
નથી યુદ્ધ ભૂમિ નથી વીર એવા.
અરે સૌ થયા કાળથી નાશ કેવા.

**ચિત્રગુપ્તે** જે લલાટને વીશે લખેલ અક્ષરની પંક્તિ છે, તેને દેવો પણ મટાડવા અથવા ઉલંઘન કરવા સક્તિમાન નથી તો મનુષ્ય માત્ર શા વિશાતમાં;



આ જે સત્યનામા નગરી, સ્વર્ગથી પણ શ્રેષ્ટ વૈભવ વાળી, અને મહાન પ્રતાપિ વીરોથી સુરક્ષિત, પુષ્પ માલ ધારણ કરેલા દુર્ગોથી ભરપુર, અત્યંત શોભાવાળી થએલી દ્રષ્ટિએ પડે છે. જ્યાં દેશ દેશના રાજાઓ ભેગા મળવાથી અશ્વ હાથી કે પાયદળની ગણત્રી પણ કરી શકાતી નથી. ઋષિયો, મુનિઓ, અને બ્રાહ્મણો તથા અસંખ્ય યાચકગણો રાજ્યદ્વારને ઘેરી ઉભેલા દેખાય છે. નગરમાં ઘરે ઘરે ઉત્તમ પ્રકારના ભોજનો જમી કરી, સુંદર વસ્ત્રોથી

સજ્જ થએલા નગરીકો દરબાર પ્રત્યે આવતા અને જતા દેખાય છે. નગરની ગલીએ ગલીએ અને શેરીએ શેરીએ દશરથના કુલ ભુષણ રાજેન્દ્ર રામ ઘણું જીવો એવી પ્રતિદ્ધની થાય છે. દુંદંભી, નગારાં અને શરણાઇના શબ્દોથી આખું નગર ગાજી રહ્યું છે. અને જ્યાં જોઇએ ત્યાં સર્વ પુરૂશો હર્ષમાં તલ્લીન થએલા દ્રષ્ટિએ પડે છે. વસિષ્ટ; જંબાલી, અને બીજા રૂષિયોપણ ત્યાં હાજર થએલા છે. આ બધા ઉત્સાહના કારણ પ્રત્યે લક્ષ આપતાં સ્પષ્ટ થાય છે કે દશરથ પોતાના સર્વગુણ સંપન્ન પૂત્ર રામને આજે યુવરાજપદ સ્થાપિત કરે છે. કૌશલ્યાદિક માતાઓ પણ પુત્રને આશીરવાદ આપી પુરણ હર્ષે-રામનું રાજ્ય અખંડ તપો એ માટે પ્રભુપ્રાર્થના કરતી દેખાય છે, ત્યારે જનક પુત્રી સીતા પોતાનો પતી આજે યુવ-રાજપદે સ્થાપિત થશે, અથવા આખી પૃથ્વીનો રાજા થશે; તેથી હું અહો ભાગ્યવંતી ગણાઇશ. એવી સરવેની સામટી આશાઓને સ્વપ્ન સમાન બદલાવી નાંખનારી ભાવી ધન્ય છે તને, કે, જેના પ્રતાપે સર્વગુણ યુક્ત રામ તે આજે વનમાં જતા દેખાય છે માટે ભાવીજ બલવાન છે. પણ પુરૂશો બલવાન નથી—

જ્યાં હર્શ ત્યાં શોક, જ્યાં સંજોગ ત્યાં વીયોગ, એ સર્વ ભાવી-નોજ પ્રભાવ છે.

ચઢાવી નાથ હોડીમાં, કરૂં, નવ પાર હું તમને,
કદાચિત બાણથી હણશો, પ્રભુજી આપ આ અમને,
થઇ સિલ્લાથી આ હિલ્લા, કદિ હોડી જો થઇ જાયે.
અરે રઘુ વંશ મણિ આ દાસના, પછી હાલ શા થાયે.

જે વખતે રાજ્ય સિંહાશન ઉપર બેસવાનું શુભ મુહુર્ત હતું, તે વખતે રામ લક્ષ્મણ અને સીતા વલ્કલ વસ્ત્ર ધારણ કરી ગુહક જે ભીલોનો અધિપતી (કેવટ) હતો, તેની પાસે ગંગાની પેલે પાર જવા માટે વિનંતી કરતા દેખાય છે. કેવો સમય? કેવી વિચિત્રતા? અને શી વિપત્તિ? કે, જે સમયે-રામને રાજ્ય સિંહાસને બેસાડવા માટે ત્રૈલોકયના મનુષ્યો ઇચ્છતા હતા, તેને ચૌદ વરસનો ભયંકર વનવાશ આપવા, ભાવી સીવાય કોની ઇચ્છા થાય.

રામને તપેશ્વરીના વેશે ઉભેલા જોઇ, નાવિક, જે, ભીલપતી ગૃહક હતો, તે બોલ્યો. પ્રભુ આ શું થયું? હું સ્વપ્નામાં તો નથી, અથવા મારી સ્મરણ શકિત કંઇ નાશ તો થઇ નથી. માહરા નેત્રો કંઇ ભુલતો ખાતાં નથી. કે જેને આજે માહાત્ન્ય વૈભવવાન રાજા તરીકે જોવું જોઇએ તેને જંગલના ભટકનાર તપશ્વીનાં રૂપે કેમ જોઇ શકું છું. કહો , કે તે રત્નજડીત રાજ્ય છત્રને બદલે, આ જટાઓ યુકત તમારો ભાવીક લલાટ કેમ દ્રષ્ટિએ પડે છે? કયો એવો શત્રુ ઉત્પન્ન થયો છે, કે જેણે સર્વાંશ સુખનું હરણ કરી છેવટે આ દશા કરી? આટલું કહેતાં કહેતાં રામ પ્રત્યે પુર્ણ પ્રેમ રાખનારો કેવટ મુર્છા ખાઇને પૃથ્વી ઉપર પડયો. ગુહકનો આવો ભાવ જોઇ રામ તેને સાવધ કરી બોલ્યા ભાઇ એમાં કોઇનો વાંક નથી, વાંક ફકત મારા પ્રારબ્ધનો છે, કે જેને અનુસરીને હું આવી દશાએ પહોંચ્યો, તેથી હે ભાઇ ગુહક પરિતાપને મુકી શાંન્ત થા. અને જો કે-

દિનનકે ફેરસે માટીકા સુમેર હોત.
દિનનકે ફેરસે ડુબ જાત નૈયા હય.

દિનનકે ફેરસે, રાજાસે રંક હોત,
દિનનકે ફેરસે, શત્રુ હોત ભૈયા હય.
કહાતહય મહાવીર સુનીયે સબ ધીર વીર
દિનનકે ફેરસે, ઝેહેર હેત મૈયા હય.

તેથી હે ભાઇ હવે બીજો વિચાર ન કરતાં અમોને આ કલિમલને નાશ કરનારી ભાગિરથીથી પેલેપાર ઉતારો. એટલે અમે ભાગ્યદેવીને આધિન થઇએ અને અમારી પાછલ લાગેલી વિકાલ રાક્ષસિ જે અવધિ તેનો સુખ પુર્વક નાશ કરીએ.

આ સાંભલી આશ્ચર્ય વદને ગુહક બોલ્યો, સ્વામી, આ આપ શું બોલ્યા. હું તમને કઇ રીતે પેલેપાર કરી શકીશ, કારણ કે તમારા તેજસ્વી ચર્ણના સ્પર્ષથી સિલ્લા તે અહિલ્લા થઇ આકાશ મારગે ઉડી ગઇ. તેમજ તમોને પેલે પાર લઇ જતાં, આ મહારી હોડીપણ પોતાનું અસલ રૂપ બદલી બીજા આકારમાં ફેરવાઈ જાય, તો હે પ્રભુ હું પછી મારી આજીવિકા શી રીતે ચલાવી શકું, તથાપિ હે રામ જો તમારે પહેલેપાર જવાનોજ વિચાર હોય તો એક રસ્તો છે, તે એ કે, હું આ ગંગામાંથી માહરા કાષ્ટપાત્રમાં પાણી ભરી લાવું છું, તેમાં તમારા ચરણ ધોયા પછી પહેલેપાર લઇ જઈ શકીશ કારણ કે તેમ કરવાથી તમારા ચરણોમાં રહેલી અદભૂત શક્તિ, તે મારી હોડીને બાધ કરી શકશે નહીં, એવી મને સંપુર્ણ ખાત્રી છે. ગુહકનો આવો ભાવ જોઇ રામ તેને ધન્યવાદ આપવા લાગ્યા. અને વારે વારે તેના પ્રેમના વખાણ કરવા લાગ્યા છેવટે ચરણ ધોઇ ગુહકે રામ, લક્ષ્મણ, સીતા યુક્ત, પોતાની હોડી પેલેપાર લઇ જઇ તેઓને ઉતાર્યા રામ તેને ઉતરાઇના બદલામાં પોતાની રત્ન જડિત મુદ્રીકા

આપવા લાગ્યા, તે જોઈ ગુહક બોલ્યો, પ્રભુ, મને તમારી ઉતરાઇની ઇચ્છા નથી, કારણકે મારૂં અને તમારૂં એકજ કાર્ય હોવાથી હું આ દ્રવ્ય લઇ શકતો નથી, પરંતુ જેમ હું ગંગાને પેલે પાર કરૂં છું, તેમજ તમે ભયંકર એવા ભવભયથી પેલે પાર કરો છો! આજે મારો વારો છે, તો કાલે તમારો પણ આવશે, તે વખતે આ શેવકને ભુલી જતા નહીં. આ સાંભલી રામનું હૃદય ભરાઈ આવ્યું, અને બેઉ જણા પરસ્પર ભેટી પડયા છેવટે રામે, ગુહકના શુદ્ધ પ્રેમના વખાણ કરતા આરણ્યનો રસ્તો લીધો.



# મહિમ્નુતા.

જો હરિ આરાધેલા હોય તો પછી તપનું શું કામ છે? જો હરિ આરાધેલાજ ન હોય તો પછી તપનું શું કામ છે? અંતરમાં અને બાહેર જો હરીજ છે, તો પછી તપથી શું વિશેષ છે? અને અંતર કે બાહેર ક્યાંઇ એ હરિ નથી, તો પછી તપથી શું થવાનું છે:—?

યોગીયો ધ્યાને કરીને વશ કરેલા મન વડે. ગુણ અને ક્રિયા રહિત અનિર્વચનીય એવા તેજો મૂર્તિ પરબ્રહ્મને જોતા હોય તો તેઓ ભલે જુવે. પરંતુ જમુનાનાં તીરોપર અનીર્વચનીય શ્યામ રંગવાળુ જે તેજ દોડયા કરે છે, તે તેજ લાંબા વખત સુધી અમારા નેત્રને નિરવધિક આનંદ આપો:—

# મહિમ્નસુતા.

હે જીવ તેં પૃથ્વીપર વારંવાર ભટકતાં ઘણો વખત દ્રાક્ષનો સ્વાદ લીધો છે. સાકર ખાધી છે. સ્વાદિષ્ટ દુધ પીધું છે. સ્વર્ગમાં જઇ અમૃતનો સ્વાદ પણ લીધો છે. અને રંભા નામની અપસરાનું અધરપાન કર્યું છે. પરન્તુ ખરૂ કહે કે તને કોઇ પણ પદાર્થમાં રામ એવા બે અક્ષરનો મધુર ઓટકાર આવ્યો છે:—१

ક્યારાને ખોદી ચારે તરફથી સરખી પાળ કરીને તેમાં પુષ્કળ પાણી રેડવામાં આવે, તોપણ જો તેમાં બીજ વાવવામાં આવે નહિ. તો સર્વ પરિશ્રમ નિષ્ફળ જાય છે. તેવીજ રીતે વેદનુ અધ્યાન, શાસ્ત્રનો પરિચય, અને પુરાણોને શ્રૃવણ કર્યાં હોય તોપણ જો કમલા કાંન્ત વિષ્ણુનાં ચરણનું જો કિરતન ન કર્યું હોય, તો તમામ પરિશ્રમ વ્યર્થ જાય છે:-



# કામાંન્ધ કામિનિ.

વિષય અંધ મોહાંન્ધ, થાય તરૂણીને જોઇ,
કાળ તણી તજી બીક જાય, પ્રમદા જયાં હોઇ.
ભલે કરો સદબોધપણ હૃદયવિચ ધરતો નથી,
કામિ ક્રોડ ઉપાયથી, વાળ્યો પણ વલતો નથી.

તેવીજ રીતે દુષ્ટ સ્ત્રીઓને પણ સમજવી. પોતાંનો પતી નીતી શાસ્ત્રમાં નીપૂણ વિદ્દવાન, કુલીન, તરૂણ કરણ સમાન દાતા. વૈભવવાલો. સ્ત્રીનું મન પ્રસન્ન રાખવામાં શ્રેષ્ટ અને પ્રાણ કરતાં પણ અધિક પ્યાર રાખનાર હોવા છતાં, જારંગી સ્ત્રી, તે પુરૂશને પશુવત ગણીને કોઇ નીચની સાથે જાર કર્મની ઇચ્છા કરે છે.



વી રીતે જંગલના અનેક કષ્ટો સહન કરતા રામ, લક્ષ્મણ અને સીતા છેવટ ગોદાવરીની સમીપમાં પંચવટી આશ્રમ, પાસે આવી પર્ણકુટી બાંધી રહ્યા. તે પછી કેટલાએક દીવસો સુખ પુર્વક વીત્યાબાદ એક દીવસે તેજ અરણ્યમાં ચૌદ હજાર રાક્ષસ લઇને રહેલા રાવણના પ્રબળ પરાક્રમી વીર યોદ્ધા ખરદુષણ, અને

તીસરાને મળવા રાવણુની બ્હેન સુર્પણખા લંકાથી આકાશ મારગે તેજ વનમાં આવતી હતી તેની નજર એકાએક પર્ણકુટીની સમીપમાં પુષ્પ વીણુતી સીતા ઉપર પડી આવા અઘોર અરણ્યમાં આ યુવતિ કોણ હશે તે જોવા સુર્પણખા નીચે ઉતરી કે તુરત તેની નજર પથરની શીલા ઉપર બેઠેલા કામદેવને લજાવનારા રામ ઉપર પડી રામને જોતાં વારજ તેકામને વશિભુત થએલી રાક્ષસીએ પોતાથી બની શકે એટલું સુંદર રૂપ ધારણ કરી રામની સમીપ આવીને ઉભી રહી અને મધુર વાક્ય બોલી—

સુર કિંનર કે નાગ, નર દેવ દૈત્યકો વીર
જનસ્થાનના વન વીશે, કેમ વસ્યા રણુધીર?

વળી શું તમારા સાંભળવામાં આવ્યુંજ નથી કે—

પ્રબળ પ્રતાપી સુભટ વળી, ધીર વીર લંકેશ,
જેની આણુ ચો દીસ ફરે, બાકી એક ન દેશ;
તેનો બંધુ વસે યહાં, ખરદુષણુ, છે. નામ,
તે વનમાં નીરભય રહો, કાહ તમારૂ નામ.

તે સાંભળી—

કિંચિત હસ્તા રામ ત્યાં લક્ષ્મણ હાસ્ય કરે,
થર થર કંપે જાનકી રઘુવર બોધ કરે.

પ્રિયા, ચિંતા ના કરીશ કારણ કે આ માયાવી રાક્ષસી છે. તેનાથી ડરવું એ વીર પત્નિઓને સર્વદા અયોગ્ય છે. ને વળી હું સમિપમાં હોવાથી તને ભયભીત કરે એવો ત્રણ ભૂવનમાં કોણ છે?

તોપણ તું જો, જેમ સુર્ય રાત્રીને નસાડે છે તેમ હું હમણાજ એને નસાડી મુકું છું.

સુંદરી—

રઘુવંશમાં થઇ ગયા, પ્રબળ પ્રતાપિ ભૂપ,
તેજ વંશમાં છે થયા, દશરથ પુન્ય સરૂપ.
તેનો સુત હું રામ, પિતા વચનને કારણે,
બંધુ લક્ષ્મણ સીતા સહીત, આવ્યો છું આ બારણે.

માટે હે સુંદરી—ભાવીની ગતિ બહુજ વિચીત્ર છે કે જેણે રાજ્ય સુખનું હરણ કરાવી વનનું પ્રાસ્થાન કરાવ્યું. તથાપિ હે બાળા;—

મારા તો આ હાલ, પણ હે સુંદરી તું કહે,
અન્ય સાથ નહીં એકલી, કેમ વને ફરતી રહે?

યુવરાજ—

લંકાપતિ રાવણ તણી, હું ભગિની રઘુવીર,
ઇચ્છીત વરને શોધવા, આવી છું રણધીર.

તેથી—

મુજ સમ રૂપવતિ અને, તમ સમ કામ કુમાર,
બ્રહ્માએ કીધો નથી, બીજો આ સંસાર.

માટે—

કરી કૃપા પાણી ગ્રહણ, કરશો મારૂં નાથ,
તો હું પણ આ વન વીશે, રહું તમારી સાથ.

સુર્પણખા? એ વીચાર તારો નીર્થક છે કારણ કે અમે રઘુ-

વંશી એક પત્નીવૃત પાળનારા હોવાથી બીજી કરાયજ નહીં. તેમાં વળી.—

નથી નથી સુખ કાંઇ, વન વસ્તાં અમોને,
જટા વલ્ક ધારી, જોગી જાણો અમોને;
સુખ તજી વન વસતા, હાલ છે આ અમારા,
સુમખિ જા તજી તું, એક છે જાણી દારા.

એ વીશેનો વિચાર તમારે કરવોજ નહીં, કારણ કે મારા ભર્થાર થવાથી ત્રણ ભૂવનની સંપદા અને કુબેરનો ભંડાર આવી તમારા ભુવનમાં ઉપસ્થીત થશે. વળી એક હું તો શું પણ મારા ભાઇ વીગેરે ચાદ હજાર રાક્ષસો આવી તમારી સેવામાં હાજર થશે. પછી શી વાતની ખામી રહેશે. માટે સમજો. કારણ કે—

હૃદયમાં તમોને નાથ મારો કર્યો છે,
નહીં નહીં હવે જાઉં એજ નીશ્ચેય કર્યો છે.
મુજ સમ શુભ નારી કોટી કલ્પે ન વરશો,
હૃદયમાં લગાવી મદનનો તાપ હરશો.

લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોહું ધોવા જવું એ જેટલું અયોગ્ય ગણાય તેટલુંજ મારો ત્યાગ કરવો પણ તમોને સર્વદા અયોગ્યજ છે. કારણકે-

હૃદય હર્શ લાવી વરસતા મેઘ પાણી,
ચાતક તે પીએ ના, શ્વાતિનો ગર્વ લાવી.
મૂર્ખ મનુષ્ય જેમ કવચ માટે કરીને,
આમ્ર ફળ વીસારે ભાવ ભુંડો ધરીને.

તેમજ તમારે પણ આ અલ્પ આયુશવાળી અને કુરૂપ સીતાને માટે કરીને મને મુકી દેવી. યોગ્ય નથી. કારણ કે આ તો ચાર દીવસમાં કરમાયલા પુષ્પની પેઠે ખરી પડશે. યાને જલદીથી વૃદ્ધાત્વને પામી મૃત્યુ પામશે. પણ હું તો ઘણા કાળ પર્યંત નવીન નવયોવના રૂપે રહી તમારી સાથે અનેક પ્રકારની ક્રિડાઓ કરીશ અને તમે પણ મારા યુકત આ વનની વીશે નિર્ભય થઇ વૃષભની પેઠ વીચરશો.

પારસને છોડી લોહ સંગ્રહ કરે કો,
અમૃત શુભ ત્યાગી ઝેર ખાઇ મરે કો.
તેમજ તજી નારી રતિ સમ રૂપવાળી,
કયો જન લોભાયે જોઇને છેક કાળી.

તેથી હવે વિલંબ કર્યા વગરજ તમે મારો હાથ ધારણ કરો. કારણ કે, આવો સમય તમોને પુનઃ પ્રાપ્ત થવો દુર્લભ છે વળીઃ—

પીધી મદીરા પ્રેમની, હું હાથણી માફક ભમું,
કયારે વખત એવો મળે, તમ સાથ રસ રંગે રમું.
ભોજન વિવિધ વિધ ભાતના, તમ સાથમાં બેસી જમું,
પ્રાણેશ છું નવ યોવના, પણ કયમ ના તમને ગમું.

ખરેજ, સુર્પણખા તારૂં રૂપ ગુણ અને બળ એ સૌ પ્રસંશા પાત્ર છે. તે જોઇ અમે મનુષ્ય તો શું, પણ દેવ દાનવો અને દૈત્યો પણ મોહ પામે તેમાં આશ્ચર્ય નથી. તથાપિ જયાં સુધી આ વિસા-

લાક્ષિ સીતા અત્રે વર્તમાન છે, ત્યાં સુધી તેમ થવું અશકય છે કારણ કે—

વીદ્યુત નભ પ્રકાશે, એકહી સર્વ કાળે,
જયમ કદી રહે ના, ખડ્ગ બે મ્યાન બાળે.
એકજ પતી સતિનો, જયમ બીજો મળે ના,
સુમખિ જા ધરે તું, ચીત મારૂં ચળે ના.

એક સ્ત્રી ધરમાં વર્તમાન હોવા છતાં બીજી કરવી એ ધરમાં એક પ્રકારનો કલ:સ્થંભ ઉભો કરવા બરાબર છે. માટે કામીની-તારી માગણી હું કબુલ કરી શકતો નથી. તથાપિ જો તારે અમારી સાથેજ સંબંધ બાંધવો એવી તારી ઈચ્છા હોય તો હે સુભાંગે.—

અનુજ પણ કુંવારો, સુંદરી નાજ મારો,
તદ્પિ ત્યાં જઇ તું, કહે વિચાર તારો,
હ્રદય હર્ષ લાવી, જો કરે નીજ ભામા,
સુંદરી ત્યાં સુખેથી, તેહની થાજ રામા.

સુર્પણખા માહરો નાનો ભાઈ લક્ષમણ જો કે કુંવારો તો નથીજ તોપણ જો તારા ઉપર પ્રસન્ન થઇ તારી માગણીનો સત્કાર કરતો હોય તો ભલે તું તેની સાથે આનંદમાં તારો કાળ વ્યતિત કર. કારણ કે, મારી સાથે સીતા હોવાથી તારી ઇચ્છા પુર્ણ કરવા હું સમર્થ નથી.

(લક્ષ્મણ પાસે જઇને)—પ્રીય લક્ષ્મણ,

વીકસત કળી જેમ, મધુર સુવાસ આપે,
વસંત રૂતુ હૃદયનાં, કષ્ટને જેમ કાપે.
કામેથી પીડાતા જાણીને, કષ્ટ હરવા,
આવી છું લક્ષમણ હું, મદનનો તાપ હરવા.

પ્રીય લક્ષમણ—રામની સાથે સીતા હોવાથી મારે તેની સોખ થવું એ ઠીક નથી જાણી હું તમારી પાસે આવી છું. માટે તમેજ મારા ભર્થાર થઇ સ્વર્ગના જેવા ઉત્તમ સુખોના ભોક્તા થાઓ. અને પછી જુઓ કે, આ દંડક આરણ્ય એક મુહુર્તમાંજ સ્વર્ગથી પણ શ્રેષ્ટ વૈભવવાળો થઇ જાય છે કે નહીં?

કામીની, તું કહે છે તે કદાચખરૂં પણ હોય તથાપિ પરાધીન મનુષ્યોને સુખ સદા અશકયજ હોય છે તેથી.—

સુંદરિ તજ મને તું, રામનો દાસ જાણી,
શેવક સંગ વદે છે, કેમ અયોગ્ય વાણી.
પરણીને સુખી થા, શ્યામ સુંદર સ્વરૂપ
મુજ હિત વ્રથ લુભાયે, છોડી રામાજ ભુપ.

કંચનને મુકી કથીરની ઇચ્છા કરે એવી તારા સીવાય બીજી કોણ હોય કારણ કે, અયોધ્યા પતી રાજેન્દ્ર રામને તજી તેના શેવકને અરે દાસની ઇચ્છા કરે તે કર્મહિન નહીં તો બીજું શું કહેવાય? તેથી:—

મુજને ચહે જયમ પ્રેમદા, રઘુનાથને ચહતી નથી,
શું જોઇને લોભાય છે, પ્રભુ પાસ કાં જાતી નથી ?
મારા મહીં શું છે, વધુ તરૂણી હૃદય નીર્માણ જે,
માહાવીરને પડતો મુકી, શ્રી રામને પરમાણ જે.

હે બાળા, કોશલેશ રામ સિવાય તને સંગ્રહ કરવાનું બળ બીજામાં ક્યાથી હોય ? કારણ કે તેઓ રાજા હોવાથી કદાચ એકની ઉપર બીજી સ્ત્રી પણ કરે તથાપી હું તો સેવક હોવાથી બીજી સ્રી કરવી કેવળ દુઃખજ માથે વોરી લેવું એ બનેજ કેમ ?—

વ્હાલા—

મદન અગન લાગી, કામનું બાણ વાગી,
તમ વીણા સમીપે, જાય છે પ્રાણ ત્યાગી.
સદનતો થયો છે, પુર્વનો શત્રુ મારો,
તમ વીના કરે છે, દેહથી પ્રાણ ન્યારો.

પ્રાણેશ—રામની પત્ની થવા કરતાં હું તમારામાંજ વીશેષ આનંદ માનીશ. કારણ કે, આ અરણ્યના દુઃખે કરીને કૃષ થએલી સીતા સહ રામનો હું નાશ કર્યા, પછીજ તમને અયોધ્યાનું રાજ્ય અપાવી સ્વઇચ્છાએ વિચરીશ.

કામિની—કામાન્ધ પુરૂષોની ગતી ત્હારા જેવીજ થાય છે. કારણ કે, તેઓને સાર અસારનો વિચારજ હોતો નથી અને વીચાર કર્યા વગર કરેલાં કામો કેવળ દુઃખરૂપજ નીવડે છે માટે—

દાસી તો થવામાં, શું વધું લાભ ધરશે,
રામ અનુજ સાથે, પરણી શું સુખ કરશે.

તેથી જો અવધની, થાવુંરે હોય રાણી,
ગ્રહણ કર પ્રભુને, છોડીને અન્ય પ્રાણી.

સુર્પણખા ? આવો અમુલ્ય લાભ તને ફરી ફરીને પ્રાપ્ત થવો દુર્લભ છે. માટે પાછી જા, અને વિનંતી કર. એટલે જરૂર તેઓ કબુલ કરશે—

વિધ વિધ સુખ ભોગી હૃદય ઉચ્છાસ ધરશે,
સુંદરી જો કહિ તું અવધ નૃપતિથી વરશે.
માટે ભૃક્ષ તજીને જા પ્રભુ પાસ નારી,
દીલ દયા ધરીને રામ કરશેજ પ્યારી.

લક્ષ્મણનું કહેવું કંઇ ખોટું હોય એમ લાગતું નથી કારણ કે, આની સાથે પરણી સીતાની દાસી થવા કરતાં સીતાનો નાશ કર્યા પછી રામ સાથે લગન કરવું એજ સર્વોત્તમ શ્રેષ્ટ છે:—

(વીકાળ રૂપ લઇ સીતાની સામે દોડતી જાય છે.)

અરે એ દુષ્ટ સુર્પણખા? સમુદ્રનું પાણી કેટલું ઉંડું છે તે જાણ્યા સીવાય જેમ તેમાં પડનાર પ્રાણી જીવતો રહેતો નથી. તેમજ તું પણ વધારે વાર રહી શકે એવું લાગતું નથી કારણ કે, સીતાનો હું રક્ષણ કરતા હોવાથી કાલનો પણ બળ ચાલે તેમ નથી. તો પછી તું શું હીસાબમાં તથાપિ તું પાછી જા. હું કહું છું એટલે લક્ષમણ તારી સર્વ ઇચ્છાઓ પૂર્ણ કરશે.

લક્ષમણ—ખડ્ક તૈયાર કર ! જેવી આજ્ઞા.

શ્રવણ કરણ છેદી, કામિની કર કુરૂપ,
અધમનીજ પાસે, આ ઘટે નાજ રૂપ.

અબળાને હણુવી, વીરને નાજ છાજે,
માટે હે તજી તું, હેવને ધર્મ કાજે.

આ વાકયો શ્રવણુ કરી લક્ષ્મણે પાછી ફરી પાસે આવેલી સુર્પણુખાના નાક અને કાન કાપી નાંખ્યા તેથી વીક્રાળ કદની થએલી તે રાક્ષસીએ ભયંકર ચીસો પાડવા માંડી જેથી પંચવટીના વક્ષો અને ટેકરાઓ પણ પડી જવા લાગ્યા. સમિપમાં રહેલા રાક્ષસો સર્વ દોડી આવ્યા. આખરે ખરદૂષણુને ખબર પડતાં તે ચૌદ હજાર રાક્ષસોનું મોટું સૈન્ય લઇ રામની ઉપર ચઢી આવ્યો જ્યાં પરાક્રમી રામે તે સર્વને નીમિષ માત્રમાં મારી જમલોક મોકલાવી દીધા. આ કાર્યથીજ રામ અને રાવણુના વૈરનો પ્રથમ પાયો રોપાયો.



# મહિસુતા.

ફરીને જન્મ, ફરીને મુત્યુ, અને ફરીને માતાના ઉદર રમાં આવવું થાય છે આ રીતે દુસ્તર, એવા આ અપાર સંસારમાંથી હે મુરારી ? કૃપા કરીને મારૂં રક્ષણ કર.—

મનનું ધાર્યું કરનારા પુરૂશો પોતાનાં પ્રાણોને પણ તજે છે. પરંતુ સંકટ સમયે નિર્બળપણાને પામતા નથી.—

સ્રીયોનાં ભરાઉ સ્તનો, સાથળનાં પ્રદેસો; તથા માયા જન્મમોહનાં આવેશને જોઇ, કેમ મોહ પામે છે ? એ સહુ માંસ, વસા, વિગેરેનો વિકાર છે, એમ તું વારંવાર મનમાં વિચાર કર.—

ચિત્ર પણ વિચિત્ર નથી તેમ માર્ગ પણ વિચિત્ર નથી. પરંતુ પંથિકોમાં આ પરમ વિચિત્રપણું જોવામાં આવે છે કારણ કે તેઓ અભય માર્ગમાં આવ્યા છતાં પણ વાસનારૂપી ટીમણના ભાર પર અત્યંત આસક્તિ રાખી બેઠા છે.—

## મહિસુતા.

જાણીને અથવા વગર જાણ્યે, પણ જો ઉત્તમ એવા ભગવાન શ્રી રામચંદ્રનું ભજન યા કિર્તન કરવામાં આવે છે તો કિર્તન કરનાર પ્રાણીનાં પાપોને જેમ ઘાસનાં ઢગલાને અગ્નિ બાળી નાખે તેમ ભગવાન બાળી ખાખ કરી નાંખે છે.—

દરેક રીતે સંતુષ્ટ થએલો યોગી, પરમાત્માંમાં દૃઢ નિશ્ચયવાળો, અને મન તથા બુદ્ધિ, પ્રભુમાંજ અર્પેલા છે તેજ પ્રભુનો ભક્ત અને પ્રિય છે.—

હે પ્રભુ જેઓ વિષયોમાં અલ્પ સુખ મેળવવા માટે સંસાર શાગરમાંથી નોકા રૂપે તારનાર આપનાં ચરણ કમલનું સેવન કરે છે તેઓને તમે તે સુખો આપો છો પરંતુ તેઓની બુદ્ધિ તમારી માયાથી નાસ થએલી સમજવી કારણ કે વિષયોનાં સુખો તો નરકમાં પણ પ્રાપ્ત થાય છે--



# કાળનો પ્રબલ્ય.

હતી આશા બધી મનમાં, કે જીતી રામને લેશું,
નહીં દેશું નહીં દેશું, ન સીતા રામને દેશું.
નહીં ધાર્યું થયું તેનું, રહી મનની બધી મનમાં,
ખરે લંકેશના માથાં, નીહાળ્યાં રઝલતાં રણમાં.

મૃગજલ જેમ મૃગાઓને ભુલાવે છે, તેમજ આશા એ પ્રાણી માત્રને ફસાવે છે. નહી તો ત્રીલોકયને જીતનારો રાવણ કાલને નાશ કરવા તત્પર થએલો છતાં પોતેજ કાળને વશિભુત થાય, તે બનેજ કેમ ? તથાપિ ધાર્યું કોઇનુ થતુંજ નથી. અને સમય વ્યતિત થાય છે:—



મરાજનો પરાજય કરી કાળને બાંધી લાવેલા રાવણે બીજે દિવસે સંપુર્ણ દરબાર ભરી કાળને ન્યાય આપવાનો ઠરાવ ઠર્યો, જ્યાં લોખંડની સાંકલથી બાંધેલો અને હજારો રાક્ષસોની વચમાં ઘેરાઇને ચાલતા કાળને હાજર કરવામાં આવ્યો, ત્યારે રાવણે તેને કહ્યું કે, એ દુષ્ટ કાળ, આજ પર્યંત તેં અસંખ્ય

પ્રાણીઓને અથવા નિરપરાધી જીવોને વીના કારણે નાશ કરી જે ક્રુર કૃત્ય કર્યું છે, તે માટે આજે તને દેહાન્ત દંડની શીક્ષા કરવામાં આવે છે. તેથી મુકત થવાનો તારી પાસે કંઇ પણ ઉપાય હોય તો પ્રકાશ કર. કારણ કે, હવે એક પળ પણ તને જીવતો રાખવામાં આવશે નહીં.

આ સાંભળી કાળને બહુ હસવું આવ્યું અને તે હસતાં હસતાં બોલ્યો લંકેશ તું ભુલે છે, તારાથી મારો નાશ કદિ પણ કરી શકાશે નહીં કારણ કેઃ—

ગયા દેવ દ્રગપાલ, ભાર શું છે શઠ તારો,
ગયા કરોડો-કામ, હવે વારો છે તારો;
ગયા ચંદ્ર ને સુર્ય, ઇંદ્રઆદિક પણ ડુલ્યા,
ખરી ગયા વન રાય, હતા જે મહમા ફુલ્યા.
તું તો શું ભુજ વીશ છ, પણ સહસ્રભુજ આવી ગયા,
માહાવીર જીત્યા ના મુને, પણ આખરે માર્યા ગયા.

તેથી હે રાવણ, હવે મને જરાયે સંદેહ નથી. કારણ કે યુદ્ધ સમયે તું મને મારી શકયો નથી. તે પછી તારા કેદખાનામાં મને બે દીવસો વીતી ગયા ત્યાં પણ મારો નાશ થયો નથી. મારૂં શીર કાપી નાખવાને તારો હુકમ થયો તેને પણ અડધો કલાક વીતી ગયો છતાં પણ મારી શકયો નથી. તો હવે નિશ્ચય સમજજે કે મારૂં મૃત્યુ તારા હાથે નથી; પરંતુ તારૂં મૃત્યુ મારા હાથે છે! તેમાં જરાય સંદેહ નથી. હું એવીજ રીતે સર્વ જીવનો નાશ કરૂં છું. તારાથી પણ વિશેષ બળવાળાઓ મારા પગ તળે છુંદાઇ ગયા છે.

તું તો શું પણ આ સંસારમાં તારા કરતાં વિશેષ બળવાળાઓ પણ આવી ગયા છે તેનાં પણ નામોનિશાન મીટાવી દેનાર, હુંજ હતો. રાવણ–નકી સમજજે કે તે વખતે પણ હુંજ હતો કે જે વખતે તેં દેવ અને દાનવોનો પરાજય કરી વિજય મેળવ્યો હતો. તે વિજયનો કરાવનાર પણ હુંજ હતો અને તારા શત્રુનો પરાજય કરનાર પણ હુંજ હતો. તું તો ખાલી ફુલાય છે, એમાં તારૂં બળ કયાં સમજાય છે. ?

નથી આજ તે વીર, જે જે થયા છે,
મુકી માન તે ખાખ, તો થઇ ગયા છે.
નથી તે ધ્વજા, સ્વર્ગમાં જેહ ઉડતી,
સદાકાળ ચડતી રહી, આજ પડતી.

ઓ મૂર્ખ, મારૂં બળ તને હજુએ સમજાતું નથી. તો હવે સારી રીતે જોઇ લે. બહાદુરો ? એનું માથું ધડ ઉપરથી જુદું કરી નાંખો. શસ્ત્ર ખેંચી રાક્ષસો મારવા જાય છે તેટલામાં સબૂર કરો સબૂર કરો કરતી નાક અને કાનથી રહિત થએલી તથા ખરદુષણ અને તિસરાને સૈન્ય સુધા રામે નાશ કર્યો તે જોઇ નિરાશ થએલી સુર્પણખા રાવણના દરબારમાં જઇને પછાડ ખાઇને પડી અને પોતાની દુરદશા તથા ચૌદ હજાર રાક્ષસોનો થએલો સંહાર, એ સર્વ રાવણને કહી સંભળાવ્યું. તે ઉપરાંત રામની સાથે એક સુંદર સ્રી છે. તે હે રાક્ષસેશ્વર, તારેજ યોગ્ય છે માટે જ્યાં સુધી રાક્ષસોનો શત્રુ રામ જીવતો છે અને તેં મારૂં તથા મરનાર તારા ભાઇ ખરદુષણનું વેર વાળ્યું નથી ત્યાં સુધી હે રાવણ, તને અને તારી બહાદુરીને ધિક્કાર છે.

હવેજ કટાકટીનો સમય હતો કારણ કે કાળને મારવાથી સૃષ્ટિ માત્રના જીવો અમર થઇ જાય તો પછી રામના જેવા પ્રબળ શત્રુને કઇ રીતે મારવો? તે માટે રાવણ વિચાર કરવા લાગ્યો. આખરે નિશ્ચય કર્યો કે પ્રથમ રામને મારવો, અને પછીજ કાળનો નાશ કરવો, એ સર્વોત્તમ શ્રેષ્ટ છે. ખરૂં છે કે—

જેસી હોત ભવેતવેત્તા, તેસી ઉપજે બુદ્ધિ,
હોન હાર હૃદયે બસે, બિસર જાત સબ શુદ્ધિ.

ભાવીએ રાવણ જેવાને પણ ભૂલાવી પોતાના કબજામાં લીધો ત્યારે કાળનું ફાવ્યું અને ઘનઘોર ગર્જના કરતો બોલ્યો; કેમ, એ રાવણ, જોયું આ મારા વિજયનું પહેલું પગથીયું?

ક્યાં ગયા દેવ, દ્રગપાળ સૌ ભુમિનાં,
ક્યાં ગયો, નહુશ પતિ ધર્મચારી.
ક્યાં ગયો વાલિ, બલિ ત્રણ પગ આપતાં,
આજ તે, પણ નથી છત્રધારી.

એ સૌ ક્યાં ગયા તે તને ખબર છે? નહી તો સાંભળ—

મારી સતારૂપી અગ્નિમાં તેઓ અને તારા જેવા અસંખ્ય પતંગિયાંઓ બળી ખાખ થઈ ગયાં છે. રાખ થઇ ગયાં છે. એટલુંજ નહીં પણ—

સુકી ગઇ સરિતા, ભરેલા નિરથી જે ગાજતી–,
આજે અવાજો ત્યાં નથી, નોબત હતી જ્યાં વાજતી;

સંસારથી ડરતી નથી, એક બોલથી જે લાજતી,
સાથે દેખાએ ન કોઈ, ચતુરંગણી જ્યાં સાજતી.

એ પણ મારોજ પ્રભાવ છે. આખી સૃષ્ટિની દ્રશ્ય વસ્તુ અથવા દરેક પ્રાણી, સૂર્ય, ચંદ્ર, નભ, ભૂતળ એ સર્વ મારાથકીજ નાશ થનારા છે ત્યાં તારો શું ભાર છે?

ખીલેલી ચાર દીવસની, સમજજે રાત્રિ અજવાળી,
પરંતુ ભુલના પાપી, થવાની આખરે કાળી
ન ભૂલે જોઇને લક્ષ્મી, થઇ કોઇની નહીં એ તો,
ગઇ છે પાસ આ જેને? મુવા વિણુ મોત છે તે તો.

તેથી મારૂં કહ્યું માન અને મને છોડી દે. કારણ કે, હું પણ દૈવી સત્તાને આધિન છું. સંસારમાં ઉત્પન્ન થએલા જીવોને અવધિ સમાપ્ત થતાં નાશ કરવો, એ મારૂં કામ છે તેથી વિચાર કરી જો કે,—

ભર્યા હતા ભંડાર, તે તો સમયમાં ખુટી ગયા,
સુવર્ણ તણા કોટો, એવા લાખો વખત ટૂટી ગયા;
રણમાં અસંખ્યો, વીરના શીર કુંભસમ ફુટી ગયા,
લાખો નીહાળ્યા રજળતા, જેમ ચોર તો લુંટી ગયા.

આટલું બોલી રાવણના હાથમાં સપડાયલો કાળ હજારો રાક્ષસોની તરવારો વચ્ચે ઘેરાઇને ચાલતો થયો.

આ વાક્યો સાંભળી રાવણના ક્રોધનો પારજ રહ્યો નહીં. ને તે સઘળા રાક્ષસો સાંભળે તેવી રીતે બોલ્યો, બહાદુરો! શું જોઇ

રહ્યા છો? જલદીથી જાઓ અને આખું જનસ્થાન ઘેરી લ્યો. જુઓ કે, તે દુષ્ટ રામ ક્યાંઇથી નાસી જાય નહીં. આજે હું તેને અને તેના ભાઇ વીગેરેનો નાશ કરીનેજ લંકામાં પાછો આવીશ.

આ પ્રમાણે હુકમ આપી વીમાનમાં બેસી પોતે પણ જનસ્થાન તરફ ચાલતો થયો. રસ્તામાં ચાલતાં વીચાર આવ્યો કે, બળવાનોમાં શ્રેષ્ઠ એવા ખર-દુશણનો નાશ કરનાર કંઇ સાધારણ મનુષ્ય નહીં હોય, માટે પ્રપંચથી કાર્ય સાધવું યોગ્ય છે, જાણી માયામાં પ્રબળ એવા મારીચના આશ્રમમાં ગયો અને આ કાર્યને માટે તેની સહાયતા માગી. રામનું નામ સાંભળતાંજ તે બોલ્યો રાવણ, રામના પરાક્રમને તું જાણતો નથી, પણ હું સારી રીતે જાણું છું. કારણ કે, વિશ્વામિત્રના યજ્ઞ સમયે તેના એકજ બાણે મને સો યોજનમાં ફેંકાવી દીધો છે. ત્યારથી હું તે તરફ ન જતાં અહીંયાંજ પડી રહું છું. માટે મારૂં કહ્યું માની લંકામાં પાછો જા. નહીં તો રામના હાથથી જરૂર તારૂં મૃત્યુ થશે.

આટલું સમજાવ્યું છતાં અભિમાની રાવણે તે ન માનતાં મારીચને ધમકી આપી પોતાને તાબે કર્યો. અને તેને માયાવી સુવર્ણનો મૃગ બનાવી સીતાને મોહ ઉપજાવી રામને પર્ણકુટીથી બહાર લઇ જવા કહી જનસ્થાનમાં દાખલ થયો એટલે પર્ણકુટીની બહારે કુમલો ત્રણ ચરતો આ માયાવી મારીચરૂપી સુવર્ણનો મૃગ સીતાની દ્રષ્ટિએ પડયો. એટલે તે મૃગને મારી લાવવા માટે રામને વિનંતી કરવા લાગ્યાં. કોઇ દીવસ નહીં અને આજે આવો મૃગ જોઇ રામ વિચાર કરવા લાગ્યા અને કહ્યું કે-હે પ્રીયા—

નથી કુરંગ સુવર્ણનો, બનાવ્યો વિશ્વકર્તાએ,
પ્રિયા ભ્રમણા બધી, મૃગ મારવાની દુઃખકર્તાએ;
તજીદે મોહ તું સુવર્ણ તણી, આ ચામડીમાંનો,
થશે દુઃખરૂપ કંચનની, અરે આ ચામડી જાણો.

કંચનનો કુરંગ આ સૃષ્ટિમાં ઉત્પન્ન થવો એ ખરેખરૂં અસંભવિત હોવા છતાં હે પ્રીયા, તને તેના પ્રત્યે કેમ મોહ ઉત્પન્ન થાય છે? તે મારાથી સમજી શકાતું નથી. ઝાંઝવાનું જળ જો કે ખરૂં જળ નથી તોપણ જળની ઇચ્છાવાળા મૃગોના હૃદયને લલચાવી આખરે વિનાશ કરે છે. તેથી હે પ્રિયા, આ કંચનના જેવો દેખાતો મૃગ પણ કંચન નથી. કોઇ માયાવી ભ્રમણા છે એમ જાણી તે વિષે ઉત્પન્ન થએલા મોહનો ત્યાગ કરવો એજ સર્વોત્તમ શ્રેષ્ટ છે–કારણ કે—

બનાવી વિશ્વકર્તાએ, પ્રિયા ન ચાંમડી આવી,
તને તે મોહ કરવાને, ખરેખર કયાં થકી આવી?
ઘણું સુવર્ણ ભર્યું છે અવધમાં, ને જનકપુરમાં કયાં નથી,
તેની સીતાડો કાંચની મૃગચર્મમાં કશુંએ નથી.

વળી વિશ્વના કરવાવાળા બ્રહ્માએ કંચનનો કુરંગ કર્યો હોય એ સંભવતું નથી. છતાં પણ તારા હૃદયને હરણ કરવા આ અરણ્યમાં કેમ પ્રગટ થયું તે સમજી શકાતું નથી.

સુંદરી, જે વસ્તુનો પરિત્યાગ કર્યો હોય તે વસ્તુ ઉપર મોહ શો રાખવો? આપણે અરણ્યવાસી હોવાથી જેમ અયોધ્યા અને જનકપુરનું સુવર્ણ નકામું છે, તેમજ આ પણ તારે સમજી લેવું.

છતાં એ મૃગચર્મની ઇચ્છા જો તારા હૃદયથી દૂર ન થતી હોય તો જરૂર કાંઇ માઠું પરિણામ આવશે એમાં શક નથી.

વ્યથ મોહ છે વ્યથ મોહ છે, સુવર્ણ તણો આ કામિની,
સુવર્ણ નથી પણ કપટનો મૃગ, જાણ નિશ્ચે ભામિની;
આશા તજી આ ચર્મની, શાન્તિ ધરી મનમાં રહો,
વનનાં પ્રિયા આ મોહ છે, તજી મોહ સૌ સુખમાં રહો.

જે વસ્તુ અસંભવિત હોય તે ઉપર વ્યથા મોહ કરવો એ શ્રેષ્ઠ-પુરૂષનાં લક્ષણ નથી. તેથી હે સુભાંગે, આ માયાવી મૃગલામાં તારા હૃદયને લગાડવું એ કેવળ અનર્થ કર્તા થશે. કારણ કે દ્રવ્ય ન હોવા છતાં દ્રવ્યરૂપે ભાસ કરનાર આ કંચનનો કુરંગ તે કુરંગ જેવો દેખાય છે પણ વિચાર દ્રષ્ટિએ જોતાં તે કપટકળાઓથી પુરણ એવો માયાવી મૃગ છે. તેમાંથી તારા હૃદયને દૂર કર, એજ સર્વોત્તમ શ્રેષ્ટ છે.—

ઘણા અવતાર મેં લીધા, હર્યાં દુ:ખ ભકતનાં ભારી,
પરંતુ કનકનો મૃગ આજ, આ દ્રષ્ટે પડયો મારી;
નકી આમાં પ્રિયા કાંઇ ભેદ છે, તજ ટેક તું તારી,
નથી કુરંગ કંચનનો થયો, આ સૃષ્ટિમાં મારી.

સુંદરી, દરેક જીવોનો અનિષ્ટ કાળ પાંચ વસ્તુમાં રહેલો છે. તે પાંચ વસ્તુને સ્પર્ષ, રૂપ, રસ, ગંધ, અને શબ્દ કહે છે. શબ્દ એ કાનનો વિષય છે જેને આધિન થએલો મણિધર જે નાગ તે મોરલીના શબ્દમાં મોહ પામી પોતાના શત્રુ મદારીના હાથે સપડાય છે.

સ્પર્ષ એ ચાંમડીનો વિષય છે તેને વશ થએલો બળવાન હાથી હાથણીના સ્પર્ષ માટેજ બંધનયુક્ત થાય છે અને અંતે પારધીના હાથે માર્યો જાય છે. રૂપ એ આંખનો વિષય છે, તેને આધિન થએલા પતંગીયાઓ પોતેજ દીવામાં ઝપલાઇ મૃત્યુ પામે છે. રસ એ જીભનો વિષય છે, તેને તાબે થએલું માછલું ખાવાની લાલચે મછીમારના આંકડાને ગળી જતાં છેવટે મૃત્યુ પામે છે. ગંધ એ નાકનો વિષય છે, તેને વશ થએલો ભમરો કમળપુષ્પમાં બીડાઇ પ્રાણ ગુમાવે છે. માટે હે પ્રિયા, તું પણ આ મૃગની ચામડીમાં મોહ પામી છે. તો જેમ રૂપ ઉપર મોહિત થએલા પતંગીયાઓ હાથે કરી દુઃખ વ્હોરી લે છે, તેમ તારે પણ દુઃખમાં પડવું પડશે તેમાં જરાએ શક નથી.

બહુ વન જીવ જોયા છે, બહુ જળ જીવ જોયા છે,
નહીં સુવર્ણ તણી કાયા તણા, કોઇ જીવ જોયા છે;
રહું સૌ જીવના ઘટમાં અરે પ્રગટ નથી થાતો,
ગતિ જયાં પવનની જાતી નથી ત્યાં રામ આ જાતો.

હે ભામા, આજ પર્યંત બ્રહ્માથી ઉત્પન્ન થયેલા અસંખ્ય જીવોને મેં જોયા છે તેમાં વળી એક આ સૃષ્ટિમાં તો શું, પણ એવી અનેક સૃષ્ટિમાં હું ફરતો રહું છું તેથી કોઇ પણ જીવો મારાથી છાના તો નહીંજ હોય. છતાં એ આ સુવર્ણના મૃગ માટે વિશેષ શંકા એ થાય છે કે એને મેં કોઇ જગ્યાએ જોયો નથી. તેમ બ્રહ્માએ કંચનનો કુરંગ કર્યો હોય એ પણ સંભવતું નથી. સો પણ આ કંચનરૂપે દ્રષ્ટિએ પડે છે, તે આશ્ચર્યજનક વાત છે. માટે જાનકી, આ માયાવી મૃગ છે; પરંતુ વિધિરચિત નથી જાણી એ

ઉપરથી તારો ભાવ ઉપાડી લે અને સંતોષને ધારણ કર એજ ખરા સુખનો માર્ગ છે.

આટલું સમજાવ્યું છતાં સુવર્ણનો મૃગ મેળવવાની તુચ્છ ઇચ્છા સીતાના હૃદયમાંથી ખસીજ નહીં. આખરે નિરૂપાયે રામ ભાવીને આધીન થયા અને મૃગનો નાશ કરવા અર્થે પોતાનું ધનુષ્ય સુધાર્યું તે જોઇ મૃગ ત્વરાથી ભાગ્યો, રામ પણ પાછલ પડયા થોડી વારે સીતાના કહેવાથી લક્ષ્મણ પણ રામની સહાયતા અર્થે ગયા. એટલે શૂન્ય ભૂવન જોઇ દશકંધરે પોતાનો નાશ કરનારી. દેવી મહિસુતા-જે સિતા તેનું હરણ કરી લંકાભણી ચાલતો થયો.

સુવર્ણ તણો મૃગ ના હતો, ભ્રમણા હતી સૌ આંખની,
વળી ખોટ સીતાના હૃદયમાં, કયાં હતી કંઇ લાખની.
પિતા જનક પ્રદાન સમયે, આપ્યું કયાં થોડું હતું,
શું અવધમાં નોતું હતું, જે સ્વર્ગમાં તે ના હતું?
તોપણ સતી મન મૃગ, ચરમે વિધી વશે મોહી ગયો,
હણવા કુરંગ સુધારિ ધનુષ્ય, રામ આશ્રમથી ગયો.
ત્યારે થયું વિપરિત બહુ, વિધિ લેખ મિથ્યા ના થયા,
સુખ દુઃખના જે મંડાણ, તેમાં રામ પણ આવી ગયા.

ખરેખર, ભાવી સૌને ભુલાવે છે. નહીં તો સદાયે પતીનીજ આજ્ઞામાં રહેનારી અને રામને પ્રાણથી પણ વિશેષ્ય માનનારી જે કૈકે- તે રામને ચૌદ વરસનો ભયંકર વનવાસ આપી પોતે વિધવા શા માટે થાત? અથવા સદાયે પતીજપરાયણ રહેનારી સતી સીતા તે પણ પતીની ઇચ્છા વિરૂદ્ધ મૃગ મારવાની અભિલાષાજ

શા માટે કરત ? તેમજ પ્રથમે પરિત્યાગ કરેલા રકતઘટમાંથી ઉત્પન્ન થએલી સીતાને સ્નેહપૂર્વક ગ્રહણ કરનાર લંકાપતી જે રાવણ તે કાળના પાસામાં શા માટે બંધાત? એ પરથી સિદ્ધ થાય છે કે, મનુષ્યોને ભાવીજ ભૂલાવે છે-ફસાવે છે.—

સુવર્ણના મૃગરૂપી મારિચનો નાશ કરી રામ અને લક્ષ્મણ પર્ણકુટીમાં પાછા આવ્યા, પણ સીતા દ્રષ્ટિએ પડી નહીં. ચારે બાજુ શોધી વલ્યા-પછી આખરે નીરાશ થઇ પંચવટીનો પરિત્યાગ કરી આગળ ચાલ્યા ત્યાં રાવણના બાણથી કપાઇ ગએલો જટાયુ મળ્યો. તેણે કાંઇ ત્રુટક સમાચાર કહ્યા અને મૃત્યુ પામ્યો. પણ જટાયુના કહેવાથી રામને એ તો નિશ્ચય થયું કે સીતાનું કોઇ રાક્ષસેજ હરણ કર્યું છે.



# મહિસુતા.

માયા વિભ્રમથી પણ મોહ ઉપજાવે છે. માતા સાસુ કે દીકરી સાથે કદીએ એકાંન્તમાં રહેવું નહી. કારણ કે, બળવાન ઇંદ્રિન્યોનો સમુદાય ભલભલા વિદ્વાનોને પણ ભુલાવે છે–

જે જીવ સર્વ કામના તથા વાસનાઓને તજી દઇ નિસ્પૃહ થઇ વિચરે છે તથા જેની અહંતા મમતા ટળી જાય છે તેજ આ સંસારમાં સાંન્તિને પામે છે—

એ અતિ દિવ્ય અને ત્રિગુણાત્મક મારી માયાની વિલક્ષણ શક્તિ બહુ દુસ્તર છે પણ જેઓ મને અનન્ય ભાવે ભજે છે. તેઓ તે માયાને તરી જાય છે–

જેઓ મારે વિષે ચિતને સ્થિર કરીને નિત્ય મને રટે છે તેઓને મૃત્યુરૂપ સંસાર સાગરથી હું ઉધ્ધારી લઉં છું મારે વિષે ચિત લગાડનારાઓને ઉધ્ધારી લેવામાં હું જરાએ વિલંબ કરતો નથી––

જેઓ બ્રહ્મની વાતો કરવામાં કુસળ છતાં તેવી વૃતી રાખી શકતા નથી ને વિરાગહીન એટલે કે વિષ્યોમાં પ્રીતી વાલા હોય છે. તેઓ તેવી અજ્ઞાનતાને લીધે આગળ જઇ ને પાછા આવે છે. અર્થાત જન્મે છે, ને મરે છે–

# મહિસુતા.

જ્ઞાન છતાં જો સદ્ કર્મ કરતો નથી તો તે જ્ઞાન નથી પણ તે મનુષ્ય છતાં નહી સરખો જાણવો-

જે સૈન્યમાં નાયક નથી, તે સૈન્ય છતાં નહી સરખુ જાણવું કેમકે તેમનાંથી કંઈ પણ પરાક્રમ થઇ શકે નહી તેમજ જે સ્ત્રી પતી વિનાની છે તે પણ નહીં સરખી જાણવી—

દરદ્રીનું વચન ગમે તેટલું પ્રમાણ યુક્ત અથવા સત્યતાથી ભરેલું હોય તથાપી કોઇ સાંભળતું નથી. અને ધનવાનનો બોલ કઠોર તથા અસત્ય છતાં લોકો તેને શ્રેષ્ઠ માને છે.

જો તારૂં ભલું ઇચ્છતો હોય તો બીજાનું ભલુ કર. બુરાઇને મુકી દે અને પ્રાણી માત્રથી ભલાઇ રાખ. કારણ કે, ભલું કરવાથીજ ભલું થાય છે એવો દૈવી સતાનો નિયમ છે. જેમ કે, આંબા વાવનારને આંબાજ મળે છે. પરંતુ બાવલ વાવનારને આંબા મળતા નથી-



# રામનું શોકમય જીવન.

ધનવંતા પણ છે દુઃખી, નિરધનમાં દુઃખ ભાસ;
તત્વ દ્રષ્ટિથી દેખતાં, સુખી સંતના દાસ.

ઇંદ્રને પણ સુખ નથી, તેમ ચક્રવતિને પણ સુખ નથી. પરંતુ એકાન્તમાં જીવન ગાળનારા માહાત્માજ સુખી દેખાય છે. ફરીને જન્મ; ફરીને મૃત્યુ અને ફરીને માતાના ઉદરમાં શયન કરવું, આ રીતે દુસ્તર અને નિરંતર દુઃખથીજ ભરેલા આ સંસારમાંથી હે મોરારી મારૂં રક્ષણ કર, એવી યાચના કરૂં છું.

આગળ ચાલતાં કબંધ નામનો રાક્ષસ મળ્યો તેનો નાશ કરી વાનર અને રીંછોથી ભરેલા એવા કિષકંધાગીરિ પ્રત્યે રામ ચાલતા થયા, જ્યાં અનેક પ્રકારનાં ફળફુલથી પુર્ણ થએલા વૃક્ષો નદીયો અને ઘણીજ રમ્ય લત્તાઓ જોઇ કંઇક શાન્તિ થતી. તથાપિ સીતાની યાદ આવતાં રામ બહુજ વિકલ થઇ જતા. તે વખતે લક્ષ્મણ તેનું સાંત્વન કરતા અને ઘણી વખતે કહેતા કે, હે પ્રભુ! ધૈર્ય ધરો. કાળના મોઢામાં રહેલી સીતાને એકજ બાણે હું આપની સમક્ષ હાજર કરીશ. તોપણ રામને તેથી કંઇ પણ અસર થતી નહીં અને દીવસે દીવસે તેઓની દશા બહુજ વિપરિત દેખાવા લાગી. તે જોઇ સીતાનું ધ્યાન

તેના હૃદયથી દૂર કરવા લક્ષ્મણ પ્રયત્ન કરતા અને કેટલાએક ઝાડો, અને કેટલાએક પક્ષીઓ રામને દેખાડી પૂછતા કે વડીલ બંધુ, આ શાનું ઝાડ છે? અથવા આ કયું પક્ષિ છે? જવાબમાં હા સીતા, એજ ઉદ્ગારો બહાર આવતા. પ્રેમની અદ્ભૂત ખુબી છે. પ્રેમને વશીભુત થએલો પ્રાણી પ્રેમી વગર જીવી શકે છે, એ પણ વિચિત્રતા છે. રામના પ્રત્યે જેવો સીતાનો અખંડ પ્રેમ હતો, તેવોજ રામનો સીતા પ્રત્યે હતો. સુતા, જાગતાં, બેસતાં, ઉઠતાં, સીતાનાજ ઉદ્ગારો બહારે નીકળતા. કોઇ કોઇ વાર વૃક્ષોને પણ પૂછતા કે-

હે વન સુવેલી, રસથી ભરેલી,
ઝુકી ઝુકી રહી છે શું ભવ્ય વેલી;
તુજ સમીપ કહિયે આવી હો પ્રાણ પ્યારી,
મુજ નામ જપતાં અવધેશ પ્યારી.

જવાબ ન મળતાં આગળ ચાલતાં-કોઇ કોઇ જગ્યાએ બેસતાં વિશ્રામ કરતાં તે વખતે સીતાની યાદ આવતાં ફરી વિકલ થઇ જતાં, તે વખતે મેઘની ગર્જના સાંભળી, એજ દુષ્ટ મારી પ્રિયાનું હરણ કરી ગયો છે. હવે મારી આ દશા જોઇ હસે છે. એમ ધારી ક્રોધ કરતા અને આકાશ તરફ ધનુષ્યમાં બાણ ચડાવી ક્રોધાવેશમાં કહેતા કે—

ગર્જનો અંધ થઇ ઘનઘોર શું બહુ ગર્વથી આજે,
ફુલાતાં સિત હરીને મૂર્ખ શું મનમાં નહીં લાજે.
હવે તું હાથ જોજે મુર્ખ રે અવધેશના આજે,
હરિને સિતને સુખીયો થશે કો ભૂમિમાં આજે?

હણું હું વંશ સૌ તેનો હરીને સિત ક્યાં જાશે,
પ્રલય આ બાણુતો કરશે બચીને દુષ્ટ ક્યાં જાશે.
કરીને રૂધિરની વૃષ્ટિ બહાવું રકતની ધારા,
આ પાપીને કરી પરાજ્ય હરાવે શસ્ત્ર આ મારાં.

આવી દશા જોઈ લક્ષ્મણ તેને સમઝાવતા અને કહેતા કે હે પ્રભુ ક્રોધને મુકી શાંન્ત થાઓ. આ પાપીનો કાળ સમિપમાં આવેલો છે. તોપણુ રામને તેથી કાંઇ શાન્તિ થતી નહી અને ઘડી ઘડીમાં પ્રિયા પ્રિયાનાજ ઉદ્ગારોજ બહારે પડતા. તે વખતે જાણે કોઇને પુછતાં હોય તેમ કહેતા—

ગઇ ક્યાં એ પ્યારી, મુજ હૃદયને શાંન્ત કરતી,
ગઇ ક્યાં એ પ્યારી, મુજ હૃદયમાં વાસ કરતી;
ગઇ ક્યાં એ પ્યારી, મુજ વિના પ્રાણુ હરતી,
ગઇ ક્યાં એ પ્યારી, મુજ હૃદયથી સ્નેહ ધરતી.

આવી દશા જોઇ ફરીથી લક્ષ્મણ કહેતો, વડિલ બંધુ ! શોકથી રહિત થાઓ અને સીતાને મેળવવા પ્રયત્ન કરો; જેથી તમો એને જરૂર મેળવી શકશો. પણુ જો આ પ્રમાણે રાત્રિ દીવસ શોક કર્યા કરશો તો સિદ્ધિને બદલે નિરાશા સિવાય કાંઇ પણુ હાથ આવશે નહીં. આવા આશા ભરેલા બોલોથી કંઇક શાંન્ત થતા પરંતુ થોડીજ વારે પાછા તેવીજ રીતે શોક કરતા--

મુજ શોક જોઇ, પશુઓ રડે છે,
વનની લતાઓ, ઝુકી પડે છે;

ગીર શૃંગ આજે, ઉદાસ દિસતા,
મુજ શોક જોઇ, તે શોક ધરતા.

ચંપા ચંમેલી, ગુલનાર વેલી,
સાને છે તારી, ડાળો નમેલી;
ઉંચી દીસે ડાળીઓ, આ સોપારી;
જાતાં નિહાળી, મુજ પ્રાણ પ્યારી.

હે તાંમ્ર વૃક્ષો, તારી લતામાં,
છુપિ શું ગઈ છે, પ્યારી ઘટામાં;
ખગ મૃગ વંદો, શું કહી રહ્યા છે,
ધિક્કાર મુજને, તે દૈં રહ્યા છે.

શાને રડો છો, મારી દશામાં,
બતાવ મુજને, પ્રિય કઇ દિશામાં;
હે તરૂ તમાલો, કશા હાર જાલી,
નહીં શું નિહાળી, અવધેશ પ્યારી?

દશરથના મરણ પછી શોકાતુર થએલ અયોધ્યા થોડા દીવસો પછી શોકનો ત્યાગ કરશે. સીતાનો પત્તો નહીં મળવાથી નિરાશ થએલા પ્રાણો આ દેહને ત્યાગ કરશે તે ખબર મળતાં ભરથ કે જેણે રાજ્ય નહીં કરવાની પ્રતિજ્ઞા કરેલી છે-તે રાજ્યનું ગ્રહણ કરી લીધેલી પ્રતિજ્ઞાનો ત્યાગ કરશે. માહારી આવી દશાનું સ્મરણ કરી સતિ સીતા કે જેનો આત્મા મારામયજ હોવાથી તે મારા પ્રાણો સાથેજ પોતાના પ્રાણોનો ત્યાગ કરશે. પરંતુ મારા સુખમાંજ સર્વદા આનંદ માનનાર અને માતા પિતાથી પણ 'મનેજ શ્રેષ્ટ જાણનાર લક્ષ્મણનું શું થશે?-

તેથી અહો વનદેવી! અહો વનદેવતાઓ હવે સત્વર પ્રકાશ કરો કે મારી પ્રાણેશ્વરી સીતાને લઇ જનાર કઇ દીશામાં છે? કારણ કે, આવો બનાવ બને તે પહેલાંજ મારૂં ભયંકર બાણ તે દુષ્ટના પ્રાણ સાથે સીતાને લાવી મારી સમક્ષ હાજર કરે. પરંતુ આ શું—

કાળી ઘટાઓ મુજ પાસ આવે,
જાણે પ્રિયાનો સંદેસ લાવે
નભ ભૂમિ પાતાળ હો સ્વર્ગ પ્યારી,
લાવું હું પળમાં જમ કાળ મારી.

કઠોર હિસતી વનની લતાઓ,
ઉહાસ જાણે કહેતી ઘટાઓ;
મુજહાલ જોઇ વન આ હસે છે,
નિરબળ નીહાળી ધરણી ધસે છે.

ઉડતા વીહંગો પ્રિય હાલ જોઇ,
જાણે કહે છે મમ પાસ રોઇ;
શાને ધર્યાં આ ધનુબાણ વીરો,
પ્રિયને ગુમાવિ વ્યથ ધારી તીરો.

નહીં માર્ગ એકે જ્યાં આજ જાઊં,
રસ્તો મળે તો અવનિ સમાઊં;
પ્રિયને જતાં પ્રાણ વ્યથ થઇ રહ્યા છે,
નીકળી ઉરેથી કંઠે રહ્યા છે.

વ્યથ ભાર ધનુબાણનો હું સહું છું,
પ્રિય તો ગઇ હું જીવતો રહું છું;

કાટે ચડેલા આ અસ્ત્ર જાઓ;
રઘુવંશ વીરોને ના લજાઓ.

જેમાં-અપયશરૂપિ કાટ ચઢી ગએલો છે, એવા હે ધનુષ્ય બાણો, તમે દૂર થઇ જાઓ કારણ કે, પ્રિય સીતાના રક્ષણ કરવામાં તમો નાઉમેદ થયા છો. એટલે કે સીતાને લઇ જનાર પાપી હજુ જીવે છે, પરંતુ નાશ પામ્યો નથી જ્યાં સુધી તે જીવે છે ત્યાં સુધી મારૂં જીવવું નકામું છે. આવી રીતે વિલાપ કરતા રામ અને લક્ષમણ અરણ્યને વિશે ચાલ્યા જાય છે તેવામાં કિશકિંધાનાં વિશાળ અરણ્યમાં ફરતાં રામ અને લક્ષમણના પરાક્રમથી અંજાઇ કેટલાએક વાંદરાઓ વાલીના ડરથી તેજ ગિરમાં નિવાસ કરતા વાંનર પતી સુગ્રિવની પાસે દોડી જઇ રામના પરાક્રમનું વર્ણન કરવા લાગ્યા—

કાંધે પડેલ ધનુષ્યબાણ કર મધ્યે શોભે,
ધારણ કરી કવચ ચાલ મૃગ રાજ લોભે;
અવની વહિન વીર કરવા વિધ્ધીએ વિચારી,
આપી બળ અપાર ભૂમાં કાંન્તી ઉતારી.

એવા બે વીરો ફરતા ફરતા આ તરફ આવે છે. માટે હુશિયાર થઇ જાઓ અને પ્રાણનું રક્ષણ કરવા ઉતાવળા થાઓ.—

આ સાંભળી વાંદર પતી સુગ્રીવે ઉંચે ચડી જોયું અને તે પછી હનુમાનને પાસે બોલાવી કહ્યું કે—

ખરેજ પ્રિય સખા હનુમાન! અનુચરો જે ખબર આપે છે; તેમાં જરાય ખોટું નથી. માટે ઉતાવળે જા અને છુપી રીતે

તપાસ કરી આવ કે વાલીએ મોકલાવેલા મારા કોઇ ગુપ્ત શત્રુઓ, તો નથી. ખરેખર; જો તેમજ હોય તો:—

કે જે ત્યાંથી પ્રિય સખા ભુજભગ્ની, ઉંચા કરી હાથને,
જો એ શત્રુ ખરેખરા તો પછી, ત્યાગુ સદા સાથને;
ને જો વાલી એ નહીં, મોકલ્યા હશે એહને,
તો મુજ મિત્ર સમા ગણી વન વિષે, રાખું સદા એહને.

ભાઇ ગભરા ના, હું તપાસ કરી હમણાજ આવું છું ત્યાં સુધી તું સામે દેખાતી વિશાળ લતાઓમાં ભરાઇને બેસ ને વળી—

સંકટ સમે ધરી ધૈર્ય રહેવું સદાઇ,
અમૃત વિષ બને ના કોટી કલ્પેજ ભાઇ;
તેમજ ધરી મનુજ રૂપ આ વીર શોભે,
અનુચિત તો કરે ના ધર્મ તજી અન્ય લોભે.

ને વળી કાલે આપણા ગુપ્ત ચરોએ આવી ખબર આપી છે કે,

ગિતિ.

હનિ વિરાધ કાબંધ, શ્યામ ગૌર્ય બે વીર;
વન વન ભટકી ફર્યા કરે, તે એજ હશે રણધીર.

માટે, એ મનુષ્યોને જાણ્યા સિવાય ભય પામવું એ અયોગ્યજ છે વળી પુર્વે દેવતાઓએ મને કહેલું છે કે—

નર રૂપ ધરશે, ત્રૈલોક્ય નાથ,
હણિ દુષ્ટ, ભક્તોને કરશે સનાથ;
મળશે તને તે, વન મધ્ય આવી,
રહેજે સદા સાથ, આનંદ લાવી.

ત્યારે મેં તેઓને પૂછયું કે, હે દેવતાઓ ! હું તેને શી રીતે ઓળખી શકીશ ? ત્યારે તેઓ બોલ્યા કે—

દયા ધર્મધારી, ભક્તજન હિતકારી,
પિતા વચન માટે, રાજ્યને દે વિસારી;
વનમાં મળે જે, આનંદ રૂપ,
હૃદય હર્ષ લાવી, ભેટજે તેજ ભૂપ.

ને વળી બીજી નીશાની આ અરણ્યના વૃક્ષો આપે છે તેની તરફ તો દ્રષ્ટિ કર--

પત્રો તમામ તરૂઓ, તજતા પુરાન,
ધારી નવીન અતિશે, એ દીસે દીપ્યમાન;
લીલી લતા ધરિ, શીશ રચતા વિતાન,
જાણે આ વીર નરને, અર્પે છે માન.

તેથી--

ગિતિ.

આજ મળી ભગવંત, સફળ જન્મ હું કરૂં આ મારો,
વનચર યોની જન્મ, ધારણ કરી વિશ્વપતિને નિહાળું.

પાસે આવી--

કોણ તમે નર રૂપ, વિશ્વપતિ કે ભૂપ,
પ્રગટ થયા ભુમિ ભાર હરણશું, અખિલ ધર્મ સ્વરૂપ;
સત્ય વચન પ્રતિપાલ, છો તમે દીનદયાળ,
કે પછી દુષ્ટ નિધન મહિ કરવા, આવ્યા યક્ષકુળ કાળ.

સૃષ્ટિમાં વધિ ગએલા દુષ્ટોને સંહાર કરી પાછો ધર્મનો પ્રકાશ કરવા અર્થેજ આવા મનુષ્ય રૂપ ધારણ કરી આ વિશ્વને વિષે વિચરનારા ખરેખર તમે વિશ્વમંરજ હો તેવા દેખાઓ છો. માટે—

ચાહે દેવ સદૈવ જેની શરણુ પરભવથી પામવા,
જાણી શકિત અપાર ભક્ત ભજતા વ્યાધિ સહુ વામવા;
છોડી તર્ણું સમુજ જગ આ સાધુ રટે જેહને,
તે મુજ અંતરને વિષે નિત્ય વસો ચાહું સદા એહને.

તેથી હે સ્વામી હું તમારા ચર્ણની સેવા કરવા અર્થેજ આ સૃષ્ટીમાં વિચરૂં છું અને તમનેજ શોધતો ફરૂં છું. માટે મારાથી તમારૂં મૂળ સ્વરૂપ છુપાવશો નહીં. વળી, દેવતાઓએ મને તમારા કાર્ય અર્થેજ નિર્માણ કરેલ છે; જાણી આજ્ઞા આપો કે હું શું આપનું પ્રિય કરૂં? વળી તમે કે-જે સર્વ વાતે મહા શ્રેષ્ટ છતાં તપસ્વિઓએ સેવેલા આ ઘોર અરણ્યમાં શા માટે ફરો છો તે કૃપા કરીને કેશો.

રઘુ વંશમાં જન્મ મારો થયો છે,
પિતા વચન હિત અરણ્યવાસો કર્યો છે;
બંધુ અને સાથ ભાર્યા લઇને,
ચાલ્યા વને રાજ્ય છોડી દઇને.
વૈદેહ પુત્રી જનક દુલારી,
સાથે હતા ધર્મ સતિનો વિચારી;
પ્રારબ્ધ યોગે દુઃખ એ થયું છે,
સીતા હરી દુષ્ટ વનમાં ગયો છે.

તેથી હે ભાઇ, અમે તે સતિનેજ શોધતા ફરીયે છીએ કારણ કે

ઘોર અરણ્યના વિકટ રસ્તાઓથી અજાણી અને સર્વદા રાજ્ય-મહેલોમાંજ વસવા યોગ્ય પ્રિય સીતા તેનું આ અરણ્યમાં શું થયું હશે ? ખરેખર ભાવી તારા પ્રભાવને ધન્ય છે કે જેના યોગે કરીને-

પતી અવધપતિ રામ પિતા વીદેહ બળી નૃપતિ;
છતાં સતી પર વિપત્તિ નભ ટુટી પડયો એ કર્મ ગતી.

સતીઓમાં પણ શ્રેષ્ટ એવી-સીતાની આવી દશા? આ કર્મગતી નહીં તો શું કહેવાય? કારણ કે. કયાં રાજ્યાભિષેકની તૈયારી ! અને કયાં વન જવાનું. પ્રાઃહાસ્થાન-એ સર્વ એક મુહુર્તમાંજ બની ગયું-વળી જે હર્ષના હિંડોળે થોડી વાર પહેલા મારી માતા કૌશલ્યા ચડેલાં હતાં-ત્યાં હવે ભરતની માતા કૈકૈ ચડી બેઠી; જે અયોધ્યા, પ્રથમ-આનંદમાં ડોકીયાં કરતી દેખાતી, તે આજે અનાથની પેઠે અશ્રુઓ વર્ષાવે છે. વળી, પ્રિય સીતાના વિલાસ ભૂવનો કે જ્યાં દેવતા-ઓથી પણ ભાગ્યેજ પ્રવેશ કરી શકાય, ત્યાં કાગડાઓ નિવાસ કરે છે—તેથી હે ભાઇ, ભાવીજ બળવાન છે-પણ પુરૂષો બળવાન નથી. તથાપિ મારી હકીકત તો મેં કહી. પણ તમે કોણ છો? તે જો કાંઇ હરકત ન હોય તો ખુશીથી પ્રકાશ કરો—

સ્વામી, હું અંજનિથી ઉત્પન્ન થએલો મારૂત પુત્ર હનુમાન છું. આ અરણ્યમાં પોતાના ભાઇના ડરથી વાંદર પતિ સુગ્રિવ નીવાસ કરે છે, તે મારો સખા છે. આપ ત્યાં ચાલો. ત્યાં દરેક પ્રકારની સગવડતા તમારા માટે થશે. વળી ગમે તેવી જગાએ સીતા હશે તો પણ તેનો પતો મેળવવાને તમને જરાએ વાર લાગશે નહીં.

---

# મહિસુતા.

જો સંસારને મોઢે તને ભલો કહાવવો હોય તો તું પોતે ભલો થા. કારણ કે, સુવર્ણનેજ સહુ સુવર્ણ કહે છે પરન્તુ કથીર ને સુવર્ણ કહેતા નથી એવો જગતનો નિયમ છે.

બુરાઇ મુકો દે અને સૃષ્ટિ માત્રનાં જીવોથી ભલાઇ રાખ તો આફેડાજ તુંને સહુ ભલો કહેશે કારણ કે જેવા કર્મ હોય છે તેવોજ અધિકાર પ્રાપ્ત થાય છે-

રાગ દ્વેષાદિથી ભરપુર સંસાર સ્વપ્ન તુલ્ય છે. નિંદ્રામાં જેમ સ્વપ્ન સત્ય જેવું લાગે છે પણ જાગૃત થતાં મિથ્યા થાય છે તેમજ આ સત્ય જેવું લાગે છે પણ તત્ત્વ બોધ થતાં સંસાર પણ મિથ્યાજ થઇ જાય છે--

ધર્મનો ત્યાગ કરવાથી તે આપણો નાશ કરે છે. ધર્મનું સરંક્ષણ કરવાથી તે આપણું સરંક્ષણ કરે છે. તેટલા માટે ધર્મનો કદિએ ત્યાગ કરવો નહી.

## મહિસ્નુતા.

દૈવ ઇચ્છાથી પ્રાપ્ત થએલી વસ્તુથી સંતોષ માનનારો સુખ દુઃખથી રહિત મત્સર વિનાનો કાર્યની સિદ્ધિ કે અસિદ્ધિને સમાન માનનારો અનેક કર્મ કર્યા છતાં પણ બંધનમાં આવતો નથી—

સદા સત એક નિષ્ટાથી પરબ્રહ્મનાં ચિંત્વનમાં લાગેલો પુરૂષ બ્રહ્મપણાને પામે છે. જેમકે, ભ્રમરીનું ધ્યાન કરનાર કીટ ભ્રમરી રૂપને પામે છે—

આપણે આજેજ જે દેહ ધારીઓની સાથે હસીએ છીએ, બોલીએ અથવા વાતચીત કરીએ છીએ તેઓ આજેજ મરણ પામે છે. ખરેખર કાળનું ચરિત્ર બહુજ દુઃખદાયક છે.

જો તને સંસારમાં માન મેળવવું હોય અને એક શ્રેષ્ઠ પુરૂષમાં પ્રખ્યાત થવું હોય તો શંકાને ઉત્પન્ન કરનાર કામો તજી દે. અને હમેશા નિશંક રહે. કારણ કે, નિશંક રહેનારને કોઈપણ જાતનો ભય હોતો નથી.



# મિત્ર ધર્મ.

---

## "મિત્રાંચ આપત્તિ કાળે ભાર્યા વિભવક્ષયે."

જેમ સરોવરનું પાણી ગ્રીષ્મ ઋતુમાં સુકાઈ જવાથી મોટી મોટી ફાટો પડી જાય છે. અને તેની અંદર અર્ધ મરી ગયા જેવા દેડકા ભરાઇ રહેલા હોય છે, વળી કાચબાઓ પણ ઉંડાણમાં પેસી ગએલા હોય છે. મગરમચ્છો પણ બાકી રહેલા કાદવમાં તરફડતા અને આલોટતા તથા વારંવાર મુરછા પામતા કાળક્ષેપ કરતા દેખાય છે. તેથી અનુમાન કરી શકાતું કે, શુદ્ધ સ્નેહિ સંકટની વખતે પણ મિત્રધર્મનું યથાર્થ પાલન કરે છે. તથાપી આવી દશામાં મિત્રને મુકી સ્વાર્થી થતા નથી.

રામ લક્ષ્મણ ત્યાં લાવી, મારૂત સુત સુભ આવી,
જોઇ ઉઠયો સુગ્રિવ, સખાયુત રામને માથું નમાવી.



રા. મ અને લક્ષ્મણને સુગ્રિવ સમીપ લઇ ગએલા હનુમાને, તેઓની ઓળખાણ કરાવી અને ટુંકમાં ખરદુષ્ણકબંધ અને દુષ્ટ મારીચને મારનારા દશરથ પુત્ર રામ અને લક્ષ્મણ એજ છે, એવી રીતે દરેકને સમજાવ્યું. તે સાંભળી સુગ્રિવે રામનો અત્યંત

સત્કાર કર્યો તથા ઉત્તમ ઉત્તમ સ્વાદિષ્ટ ફળો મંગાવી રામને ભેટ કર્યાં પરસ્પર સખાસંબંધ બંધાયા પછી રામે પુછયું ભાઇ સુગ્રિવ–

મિત્ર દુખે દુઃખી થાએ, તેજ મિત્ર કેહવાયે,
બાકી બધા તે મિત્ર નહીં પણ, સ્વાર્થિ મિત્ર ગણાએ.

તેથી હે સખા તને જે દુઃખ હોય તે ખુશીથી પ્રકાસ કર. વળી નિશ્ચય કર કે તને દુઃખ આપનાર દેવતાઓનો રાજા ઇંદ્ર હશે, તે પણ હું તેને પદભ્રષ્ટ કરી નાશ કરીશ, અને તને તમામ કષ્ટોથી મુકત કરીશ એવી મહારી ભિષ્મ પ્રતિજ્ઞા છે.

દીનબંધુ આપને કંઇ પણ અશાકય નથી. ધારો તે કરવા શકતીવાન છો, ત્યાં મારા દુઃખનું શું કેહવું? તથાપી આપ પુછોછો તો મારે કેહવુંજ જોઇએ કે–મારી પત્નિયુકત મારા રાજયને પચાવી પાડનાર અને છેવટ મારો આ દશા કરનાર બીજો કોઇ નહીં પણ મારો મોટો ભાઇ અભિમાની વાલી છે. ખરેખર હે પ્રભુ વિચાર દ્રષ્ટિએ જુવો કે—

હ્રદય કાંમીનો થાય છે, ચલિત જયારે,
ન સુઝે પ્રિયા બંધુની, દ્રષ્ટિ ત્યારે;
મહાવીર લાખો કહે, શું વળે છે,
કુકર્મોથી કામી, કહો કયાં ડરે છે?

નાહના ભાઇની પત્ની સાથે સહગમન કરનાર ધર્મથી રહિત થએલા એ દુષ્ટ વાલીને હે સખા, હું એકજ બાણેથી આવતી કાલે નાશ કરીશ, અને જો તે પ્રમાણે ન કરૂં તો હું દશરથ પુત્ર રામજ

ન હતો એમ તારે નિશ્ચય સમજવું. એ અધર્મી, હવે શંકર કે બ્રહ્માની શરણે જતાં પણ ઉગરી શકે? એ તારે આશાજ રાખવી નહીં તેથી હવે તું શાન્ત થા.

સુગ્રિવ—હે પ્રભુ, સતી સીતા જો કાળનાં મોઢામાં ગએલી હશે, તો ત્યાંથી લાવી આપની સમક્ષ હાજર ન કરૂં તો મારૂં નામ સુગ્રિવજ ન હતું એમ તમારે નિશ્ચય સમજવું.

એવી રીતે વાતચિત થયા પછી બીજે દીવસે રામે વાલીને એકજ બાણેથી નાશ કરી સુગ્રિવને રજ્યાભિષેક કરી પોતાની પ્રતિજ્ઞા પુર્ણ કરી. તે પછી સુગ્રિવે પોતાનું તમામ સૈન્ય ભેગું કરી સીતાની શોધ કરવા અર્થે રવાના કર્યું, જેમાં સુગ્રિવના કહેવાથી દક્ષિણ દિશાએ ગયેલા સૈન્યમાં હનુમાન પણ ગયા, અને સો યોજનના વિસ્તારવાળા સમુદ્રનું ઉલંઘન કરી લંકામાં રહેલી સીતાને મળ્યા, સમાચાર પુછયા અને કહ્યા. ચાલતી વખતે રાવણનો દરબાર જોવાની ઇચ્છા થવાથી કેટલાક રાક્ષસોનો નાશ કરી, છેવટે મેઘનાદને હાથે પકડાઇ, રાવણના દરબારમાં પ્રવેશ કર્યો. જ્યાં રાવણના પુછ-વાથી તેને ખુલ્લે ખુલ્લું કહી દીધું કે જેની સ્ત્રીનું તેં હરણ કર્યું છે તેનો હું સેવક છું, અને તેનોજ મોકલાવેલો હું અહીં સુધી આવ્યો છું. હવે નિશ્ચય સમજજે કે મારા ગયા પછી તુર્તજ એવા અ-સંખ્ય યોધ્ધાઓ આવી આ નગરને ખેદાન મેદાન કરી સીતાને લઇ ચાલ્યા જશે.

આ સાંભળી રાવણને અત્યંત ક્રોધ ચઢયો, અને હનુમાનને મારી નાખવા નિશ્ચય કર્યો પરન્તુ તેજ સભામાં બેઠેલો રાવણનો

નાનો ભાઇ વિભીષણુ બોલ્યો કે, દુતનો વધ કરવો એ રાજનીતિથી વિરૂધ્ધ અધર્મ ગણાય છે. એમ સમજાયું ત્યારે આવેલા વાંદરની પુછડીમાં કેટલાએક વસ્ત્ર વીંટી તેમાં આગ લગાવી છોડી મુકો, એવો હુકમ થયો.

આવો બનાવ જોતાં હનુમાને કહ્યું કે, એ અધમ, તારૂં ધ્યાન ક્યાં છે? તારા દરબારમાં મુને જીતી શકે એવો કોણ છે? છતાં હું બંધાઇને જે અત્રે આવેલો છું, તે તને ખાસ મળવા અને વાનરપતી સુગ્રિવના કહેવાથી તને કંઇ બોધ કરવા—તે, તારે સાંભળવુંજ પડશે. આટલું બોલી હનુમાને મોટી ગરજના કરી, તેથી હનુમાનને પકડી રાખેલા રાક્ષસો, સર્વ છોડીને ભાગી ગયા અને રાવણનો દરબાર થરથર કંપવા લાગ્યો. આવો બનાવ જોતાં રાવણે કહ્યું કે મૃત્યુના કાંઠે આવેલા વાનર બોલ, હવે તારી શી ઇચ્છા છે? જે કહેવું હોય તે સત્વર પ્રકાશ કર. કારણુ કે હવે તું જીવતો અત્રેથી જઇ શકીશ નહીં.

તેની મુને પરવા નથી તથાપી હે અધમ તારા મનમાં નિશ્ચય કરી જાણજે કે—

નથી સીત લાવ્યો, આ મૃત્યુ છે તારી,
હજુ માનશે જો, નહી વાત મારી.
પરિત્યાગ, સીતા તણું જો ન કરશે,
નકી લંકમાં, રામની આણ ફરશે.

રામની સાથે વેર કરી, તેની પત્નીને ચોરીથી ઉપાડી લાવનાર, અરે રાક્ષસેશ્વર! હવે નિશ્ચય સમજજે કે-તારો કાળ સમીપમાં

આવી ઉભેલો છે. તેઓનો એકજ બાણુ તારા પ્રાણુનો નાશ કરવા શક્તિવાન છે, એમ તારે ખાત્રી રાખવી.

વળી--

ભલે શંભુ તારો, હશે સહાયકારી,
વિધિ રાખવા, આવશે શસ્ત્રધારી;
ભલે રિદ્ધિ સિદ્ધિ, હશે પાસ તારી,
પરંતુ જશે, રામ કોપે સુસારી.

તેથી મારૂં કહેવું માન અને—

કરી લે હજુ, રામ સાથે ભલાઈ,
નથી જ્યાં સુધી, કપિ તણી સૈન્ય આંઈ;
નથી જ્યાં સુધી, લંકના કોટ તુટયા,
પરિત્યાગ સીતા, અરે કર્મ ફુટયા.

આ સાંભળી ક્રોધાવેશમાં આવેલા રાવણે હનુમાનને કહ્યું કે અરે મરકટ, હું તારા કરતાં વિશેષ સમજી શકું છું અને સમજીનેજ સીતાનું હરણુ કર્યું છે. તે મારા હાથમાંથી લઇ જવા—દેવ દાનવો અને દૈત્યો પણુ સમર્થ નથી; તો તું અને તારો રામ તે શા હિસાબમાં? માટે જો જીવતો રહે, તો તારા રામને જઇને કહેજે કે—સીતાની હવે આશાજ છોડી દે, કારણ કે-મારા હાથમ આવેલી સીતા—લઇ શકે એવો કોનો ભાર છે?

એ પાપાત્મા, તું સાધારણુ રીતે સમજી શકે તેવો નથી, તે હું સારી રીતે જાણું છું. તો હવે તારે નિશ્ચય સમજવું કે, થો.

દિવસોમાંજ તારા અભીમાનને દુર કરનાર રામ આવી તારો ગર્વ ઉતારશે. એટલુંજ નહીં, પરન્તુ તારા ત્રાસથી કરીને સુખે નિદ્રા ન કરતા દેવતાઓને ભયંકર સંકટથી મુક્ત કરશે. આ પ્રમાણે બોલતો હનુમાન હજારો રાક્ષસોથી ઘેરાઇ, દરબારમાંથી બાહેર આવ્યો, જ્યાં રાવણના હુકમથી તેની પુછડીમાં કેટલાંએક વસ્ત્રો બાંધવામાં આવ્યાં. પછી તેમાં અગ્ની લગાડતાં હનુમાને મોટી છલંગ મારી રાવણના ઘર ઉપર ચઢી જઇ આખું ઘર સળગાવી દીધું. એવી રીતે આખી લંકા બાળી ખાખ કરી નાખી.

પછી દરિયામાં પુછડી બુઝાવી કુદકો માર્યો, અને થોડી વારમાં આ બાજુ વાટ જોઇ ઉભેલા વાનર સૈન્યમાં આવી મળ્યો. આથી દરેક વાંનરાઓ ખુશી થયા અને ત્યાંથી રામની સમક્ષ આવી, તમામ હકીકત નિવેદન કરી. તે સાંભળી રામને કંઇક શાન્તિ થઇ અને રાવણનો નાશ કરવા માટે પોતાનો વિચાર દૃઢ કર્યો તથાપી લંકા જેવો ગઢ, કે–જેની ચારે બાજુએ સમુદ્રનાં જેવી ખાહી છે, એવા કોટને કઇ રીતે તોડવો, તથા રાવણ જેવા બળવાન શત્રુને કઇ રીતે મારવો, તે માટે વિચાર કરવા લાગ્યા. આખરે લંકાની તમામ હકીકત જોઇ આવેલા હનુમાનને, બોલાવી–સ્નેહયુકત વચને પુછ્યું કે, હે ભાઇ, વિશ્વકર્માને હાથે રચાયલી, અને રાવણ જેવા બળવાન રાજાથી સુરક્ષિત થએલી, લંકામાં જઇ તેં–શું શું જોયું, તે સર્વ મને નિવેદન કર. કારણ કે–તે સર્વ બિનાઓને જાણવા મારૂં હૃદય બહુજ ઉતાવળ કરે છે.

આ પ્રમાણે રાજાનું કહેવું સાંભળી, વાનરાઓમાં શ્રેષ્ટ એવા હનુમાને કહ્યું. સ્વાગી-લંકાની રચના અને શોભાનું વર્ણન કરવું, એ પાણીમાં પાળ બાંધવા જેવું છે, તથાપી કંઇક કહું છું તે સાંભળો-જે વખતે હું સમુદ્રનું ઉલંઘન કરી, લંકામાં ગયો તે વખતે આ સર્વ બનાવો મારી દ્રષ્ટિએ પડયા.—

મધુર મધુર વાયુ, પક્ષિઓ ગાન કરતા,
સરિત સરર વહેતી, ભીરૂના ગાત્ર ડરતા;
મધુર મધુર નાદો, મયુરનાં જોઇ જોઇ,
ઘન ઘમંડ ઘેરી, આવિયા ઘોર હોઇ.

હૃદયને અહ્લાદિત કરનાર, મંદમંદ વાયુની આવતી સુંદર લહેરોથી કરીને હર્શમાં આવી ગએલી કોકિલા, પોતાનાં મધુર કંઠો વડે જાણે વસંત રૂતુને આમંત્રણ કરતી હોય, તેમ ગાવા લાગી. તે જોઇને ખુશી થએલા મોરલાઓ વાહ વાહના ઉદગારો કાઢતા હોય તેમ પોતાની સુંદર વાણી વડે તે રમણિય પ્રદેશને ગજાવી દેવા લાગ્યા. તે જોઇ સુર્યનારાયણે પોતાની જાળ સંકેલી, એટલે-સંધ્યા દેવીએ વિજ્ય પ્રાપ્ત કર્યો એમ જાણી, મોટો ઘસારો કર્યો. પેલી બાજુએ આકાશે નિમંત્રણ કરેલાં વાદળાંઓ, પોતપોતાનાં સૈન્ય સાથે ગંભીર ગર્જના કરતા ઘેરાઇ ગએલાં દેખાયાં, એટલે વાયુએ પ્રચંડ રૂપ ધારણ કરી પુષ્પવાટીકાનાં સુંદર પુષ્પોની સુગંધ લઇ આખા નગરમાં પ્રવેશ કરી, દરેકના હ્રદય સુગંધથી યુકત કરી દીધાં. પવનનો સુસવાટ, મેઘની ગર્જના, અને આકાશમાં ચમકતી વીજળીના પ્રકાશે કરીને, ઉડતા બીચારા અલ્પ જીવો જયાં ત્યાં સંતાઇ જવા લાગ્યા.

પવન ત્યાં વહે છે, થાએ સુસવાટ કેવો,
મણીધર નિસંકે, જાય છે વાટ તેવો;
ધિર શિખરની ધારા, સમુદ્રમાં આવી પડતી,
સરિત જેમ મળે છે, સિંધુથી ભાવ ધરતી.

આવા સમયે પોતાના પ્રબળ બળથી કરીને નાની નાની લતાઓને ઉખેડી નાખતો, અને ઘીચ લતાઓ વચ્ચેથી પ્રવેશ કરી ગંભીર ગર્જના કરતો વાયુ, તે રમણીય નગરમાં સમાઇ જવા લાગ્યો. તે જોઇ વિચારવશ પડેલા જીવો એમજ માનતા કે—પૃથ્વીને ધારણુ કરનાર વાસુકી જે નાગ, તેજ નિશંકપણે ચાલ્યો જાય છે. ઉંચા પણુ મોટા મોટા સુવર્ણના પર્વતો ઉપરથી પડતો સ્વચ્છ પાણીનો ઝરો, ઉંચા નીચા ટેકરાઓને ઓળંગી, આખરે નીચે ભરેલા ઉંડામાં ઉંડા સમુદ્રમાં મળી શાન્ત થતો, તે જાણે થોડા પાણીવાળી સરીતાઓ, સમુદ્રને મળી શાન્ત થતી હોય, તેવો દેખાવ દ્રષ્ટિએ પડતો હતો.

વળી—

વનપતિ ભય ત્યાગી, ગર્વ થી ત્રાડ પાડે,
શશક ભય વસે જઇ, ગિર ગુફાને નીહાળે;
મૃગ શભિત થઇને, ભાગતા દ્રષ્ટિ પડતાં,
તજી વિજયની આશા, સૈનીકો જેમ ફરતા.

વિજળીનો ચમકારો અને આકાશમાંથી થતી ભયંકર ગર્જનાઓ સાંભળી નિર્ભયપણે ગુફાઓમાં પડેલા સિંહો તુર્તજ બહાર

આવી, મેઘની ગર્જના સામે ગર્જના કરવા લાગ્યા. એ સાંભળી બીચારા ભીરૂ હૃદયવાળા સસલાઓ, પોતાનો પ્રાણ લઇ નાસવા લાગ્યા. વળી ટેકરાઓ, લતાઓ અને વહેતા પાણીના ઝરાઓને ઠેકવામાં પ્રવીણ મૃગલાઓ, એટલે હરણીઆનાં ટોળાંઓ પાછળ જોયા સીવાય નાસવા લાગ્યાં. તે જાણે બે પક્ષ વચ્ચે ચાલતા યુદ્ધ સમયે પરાજય પામેલું સૈન્ય વિજયની આશા મુકી નાસતું હોય તેવો દેખાવ દ્રષ્ટિએ પડયો.

ઘડીઘડીમાં ચપલા, ચમકતી શું બતાવે,
વિરહિના હૃદયમાં, પ્રેમનો ભાવ લાવે;
વન વિષે પપૈયા, પિવ કહાં શબ્દ કરતો,
પ્રિય થકી વિયોગન, પ્રેમદાથી ન ડરતો.

તે પછી ગામમાં પ્રવેશ કીધો, જયાં હે સ્વામી–નીચેના બનાવો મારી દ્રષ્ટિએ પડયા:—

આકાશનો કડકડાટ અને વિજળીના ગડગડાટની હૃદયભેદક ગંભીર ગર્જના સાંભળી સ્વકિય મુગ્ધાઓ તથા વિરહણી અને જેનો પ્રિયતમ પાસે નથી એવી વિયોગણી બાળાઓ નિદ્રાને તજી ભયથી થરથર કંપવા લાગી, અને પોતાના પ્રિયતમને સંભારી આંખોથી અશ્રુઓ વરસાવવા લાગી. તેટલામાં જાણે દાઝયા પર ડામ દેતો હોય અને પ્રિય વિયોગે વિહ્વળ થએલી પ્રેમદાઓથી ડરતોજ ન હોય એવો તે નિડર પપૈયો પિવ કહા, પિવ કહા, પાસેની લતાઓમાંથી બોલવા લાગ્યો. આ સાંભળી મદનના બાણથી પીડાતી મુગ્ધાઓ, આ નિર્દોષ પપયાને ગાળો આપતાં પાછી શય્યામાં પડી જવા લાગી.

રતિ પતિ નીહાળે, બહુજ વેળા થઇ છે,
નથી પતીજ આવ્યા, રાત્રી વીતી ગઇ છે;
સંણુસંણુસંણુ શ્રવણુમાં, થાય છે શબ્દ તીણાં,
મધુર મધુર બોલે, જીવતો જેમ વીણાં.

રતીના જેવી કાન્તિવાળી અને સર્વ શણુગારોથી અંકિત થએલી નવયૌવના, નવીન નાથથી કરીને આલ્હાદીત થએલી મુગ્ધા, પોતાના વાહલાની વાટ જોતી, પુષ્પ શૈયાની બાજુમાં બેઠી. કંઇક વિચારમાં લીન થએલી હોય, તેવી દેખાઇ. તેવામાં સણસણ કરતા તીણાના તથા રાત્રી સમેજ બોલનારા ખહેરિયાના સુંદર અને મધુર સ્વરો વીણાના નાદની માફક તેના કાનોમાં પ્રવેશ કરવા લાગ્યા.

પતિવૃતા પતી વિણુ, ત્યાગ કીધી પથારી,
ઘડી ઘડી નિહાળે, બારણે ધ્યાનધારી;
ધરી સહુ શણુગારો, કંથનું ચિત્ત હરવા,
પ્રણુ લઇ ઉભી છે, પ્રેમદા પુર્ણ કરવા.

પછી હે પ્રભુ લંકાની અદભુત રચનાઓને જોવા ઉત્કંઠિત થએલો હું અતીશે સૂક્ષમ રૂપ ધારણ કરી એક પછી એક એમ દરેક ઘરમાં ફરવા લાગ્યો. જ્યાં અનેક પ્રકારના બનાવોનું અવલોકન કરતાં, એક જગ્યાએ એવું જોવામાં આવ્યું કે પતીજ જેનો સરવાંત્ર દૈવત છે, એવી પતીવૃતા પોતાના પ્રિયતમ વિનાં સુંદર સૈય્યાનો પરિત્યાગ કરી, અચેતપણે સ્વામીની વાટ જોતી અને પવને કરીને ખડંખડતા દરવાજાને પ્રિયતમજ છે, જાણી–વારે વારે તેના ભણી જોતી, શાન્તિ સમય પણ, શાન્તિથી રહિત, ગુલાબનાં પુષ્પનાં સુવાશિત હારો જેના કંઠમાં પડેલાં

છે, એવાં નવયોવના સર્વ સણુગારોથી અંકીત થઈ હ્રુદયમણીનાં હ્રુદયને હરણુ કરવા, જાણે પ્રતિજ્ઞા કરેલી હોય, તેવી દેખાય છે.

પતિ વીના વિયોગણુ, પ્રેમદા રોઇ રોઇ,
નિસી સમય ગઇ છે, આખરે સોઇ સોઇ;
સિથિલ થઇ ગયા છે, તેહના ગાત્ર કેવાં,
જીવ વિના ન થાએ, દેહના હાલ જેવા.

પતીના વિયોગે પીડાતી હર્ષથી રહિત થએલી ભામા, નેત્રોથી અશ્રુઓ વરસાવતી મલીન મુદ્રા વડે રાત્રીના સમયમાં જેનુ અર્ધુ અંગ સૈય્યામાં, અને અર્ધું અંગ સૈય્યાની બાહાર છે, એવી દશામાં અચેતપણે પડેલી સિથીલ થએલા ગાત્રોથી કરીને, જાણે તેનો આત્મા જીવનમુક્ત થતા પાછળ રહેલું શરીર ચૈતન્યથી રહિત થઇ, પૃથ્વિને શરણે થએલો હોય તેવો દેખાવ દ્રષ્ટિએ પડયો.

રસિકના વિનાની, છે સુકાણી રસીલી,
પતિ ગયા વિદેશે, છોડીને પ્રેમ ઘેલી;
ઘડી ઘડીમાં રોતી, સ્વપ્નમાં કંથ જોતી,
પતી વિના અરેરે, પ્રેમદા પ્રાણુ ખોતી.

કુમળી કળીને ખીલવનાર પવન રૂપી પ્રિયતમ વિના, રસીલી, યાને પ્રેમ રસે ઉભરાતી કામિની, મદન રૂપી સુર્યના તાપે કરમાઇ જવા લાગી. તેના દરેક અવયવો અને ગાત્રો સુકાઇ કાષ્ટવત્ થવા લાગ્યા, તે કારણુ પ્રત્યે લક્ષ આપતાં ફ્કત એટલુંજ જણાતું કે, પતી વિયોગણુ પ્રેમદાઓની એવીજ દશા થાય છે. ઘડીકમાં રોતી, ઘડીકમાં શરીરમાં રહેલા પ્રાણોને તિરસ્કાર કરતી સ્વપ્નમાં મળેલા પ્રિયતમને ભેટવા જતાં

ઉઘડી ગએલાં નેત્રો સમક્ષ સ્વપ્નરૂપી નાટકનો પ્રવેશ બદલાયો, સમજી કલ્પાંત કરતી, છેવટ પ્રિયતમ વિના પ્રાણનો પરિત્યાગ કરતી, ખરેખર પતિ વિરહમાં વિરહણિ શું નથી કરતી?

ગગનમાં નિશાંનો, ઇંદ્રના જ્યારે વાગ્યા,
શયન તજીને જાગી, જોઇને મેઘ ગાજ્યા;
થઇ સભિત બાળા, પ્રાણ હા પ્રાણ કહેતી,
ઢળી પડી પલંગમાં, અશ્રુની ધાર વહેતી.

આકાશમાં વાદળાં વચ્ચે ચાલતુ તુમુલ યુદ્ધ, સમય થતાં ગડગડાટ સાંભળી, વિરહે વ્યાકુળ બનેલી કામિની, જે અર્ધ નિંદ્રામાં પડયા પછી સ્વામીનું ધ્યાન કરતી હતી, તેના કાનોમાં આ ભયંકર ધ્વનિનો પ્રવેશ થતાં તે ચમકી ને જાગી, અને ગભરાટમાં ઘનઘોર થએલા આકાશ તરફ જોયું, તો તેજ સમય કડકડાટ કરતી વિજળી આકાશથી પર્વત તરફ જતી દેખાઇ, તે જોઇ ભીરૂ હૃદયવાળી ભયભિત થએલી ભામિનિ, પ્રાણ એ પ્રાણ, કહી તેજ શૈય્યામાં પાછી પડી જવા લાગી.

કોઇ કોઇ ઉદાસે, કંથનું ધ્યાન ધરતા,
વિરહ યાદ થાતાં, ભુમીમાં આવી પડતા;
સતિ તણાં પતિ વિણ, થાય છે હાલ કેવા,
જળ વિના ન થાએ, મીનના હાલ જેવા.

પછી હે સ્વામી મારાથી આ મદન રાજની વિચિત્રતા ભરેલી શીક્ષાથી પીડાતી, બીચારી અબળાઓની દિનદશા જોઇ શકાઇ નહી,

એટલે મેં બીજા ગૃહે પ્રવેશ કર્યો ત્યાં પણ કંઇ એવુંજ મારા જોવામાં આવ્યું. સફેદ પણ સ્વચ્છ વસ્ત્રો ધારણ કરેલાં મલીન મુદ્રા વડે પ્રિયતમનું ધ્યાન કરતી અને હાલતા હોઠો વચ્ચેથી હૃદય મંડળમાંથી ઉઠેલી પ્રિયતમન નામની પ્રતિધ્વનિ બાહાર નીકળતી, મન્દ મન્દ સંભળાતી તેવામાં જાણે કંઇ વિશેશ યાદ આવ્યું હોય, તેમ હા–પ્રભુ કહી, પૃથ્વીમાં પડી જતી વીરહની મારી બીચારી દીન બાળા, પતી વીના પલવાર પણ નવ રહી શકે, એવી સતી, જેમ જલ વગર માછલી ટળવળે, તેમ પતી વિયોગે પીડાતી તે સુંદરી, કાષ્ટ વત્ થઇ પડી, હે કર્તા તેં જેમ સંયોગ કરવામાં ઉતમ બુધ્ધિનો અવલંબ કીધો, તેમ વિયોગ કરવામાં શા માટે એટલી કૃરતા વાપરી, માટે તું કઠોર છે, દયાથી રહિત નિર્દય છે, નહી તો વીશ્વમાં વિયોગનો ઉદયજ શાનો હોય, આટલું બોલી હનુમાન કંઇક સ્થંભ્યો પણ તેથી તો રામની કંઇક વિસેશ ભયંકર દશા થઇ ગઇ, અને સીતા દ્રષ્ટિ સમીપ જાણે આવી ઉભી હોય તેમ તેઓ બોલવા લાગ્યા, અને પ્રયિા પ્રયિાનાજ ઉદગારો બાહારે નીકળતાં, અને કોઇ વખત સ્પષ્ટ અવલોકન કરી શકાતું કે—

હૃદય કંપે વિના સીતા, ગઇ છે હાય કયાં સીતા,
કરે છે સોત આ તનને, અરે ભર્યાભત વિણુ સીતા.
હૃદયમાં રામને આજે, થયું છે ભાન સીતાનું,
શરારોનાં બધાં રોમો ભણે છે નામ સીતાનું.

વળી—

ધરે છે ધ્યાન એ સીતા, હ્રદયમાં થાય ક્યાં સીતા,
હવે અવધેશનાં મનમાં, ખરેખર હોય ક્યાં સીતા.
વહે જેમ વારિ સરીતાનું, હ્રદય તેમ પ્રેમ સીતાનું,
હવે અવધેશના મનમાં, રહ્યું છે ભાન સીતાનું.

એટલામાં સુગ્રિવે આવી જણાવ્યું કે, હે પ્રભુ-મારૂં વાનર અને રીંછોનું ભયંકર સૈન્ય તૈયાર છે. ફક્ત તમારા હુકમનીજ વાર છે.—

ભલે તૈયાર થએલી સૈન્યને દક્ષિણ દીશાએ પ્રયાણ કરાવો હું પણ તૈયાર થઇ આવું છું.

ક્યાં લંકા ક્યાં જાનકી, ક્યાં વનમાં રઘુવીર,
જ્યમ જ્યમ પડે વિપતડી, ત્યમ ત્યમ સહે શરીર.



# મહિસુતા.

ચોરી કરવામાં ધનપતીને જાણ થવાની શંકા દ્રવ્યને લોભે અથવા ગમે તે પ્રકારે કોઇનું ખૂન કરવું તેમાં રાજદંડની શંકા, પારકી સ્રી સાથે વ્યભિચાર કરવામાં કોઇ જોઇ જશે તેની શંકા, યર્થાત જેટલાં નીચ કામો છે તેમાંજ શંકાએ વાસ કર્યો છે માટે તેવાં કામોને તજી દે અને સુખી થા.—

આપવાનું ધન સુર્ય આથમ્યો નથી તે પહેલાંજ યાચકોને આપવું શ્રેષ્ઠ છે. કારણ કે સુર્ય ઉદય થયા પછી પ્રાતઃકાળે તે ધન કોનું થશે તે સમજી શકાતું નથી.

હે જીવ સમુદ્ર રૂપી તો જેની ખાઇ છે. એવો લંકાનાં જેવો ગઢ તે તથા તેનો ધણી દશ માથાંવાળો રાવણ તે પણ દૈવનાં કોપથી એકદમ નષ્ટ થઇ ગયો તો અન્ય પ્રાણી શા વિસાતમાં—

હાથી, રથ, ઘોડા અને પાયદળ વિગેરે મ્હારૂં સર્વ લશ્કર હોવા છતાં અરેરે, આ વખતે તેમાંનું મને કંઇ પણ કામ આવતું નથી. કેવો આશ્ચર્ય.

## મહિસુતા.

જેના મુખ્ય કારભારી બૃહસ્પતી છે. જેને વજ્રનાં જેવું સસ્ત્ર છે. દેવતાઓ જેનાં સૈનકો છે. સ્વર્ગ જેવો જેનો કિલ્લો છે. જેની ઉપર વિષ્ણુ ભગવાનનો અનુગ્રહ છે. જેના દરબારમાં ઐરાવત જેવો હાથી છે એવા આશ્રય અને બળવાળા ઇંદ્રને પણ શત્રુઓએ પ્રાજય કર્યો તો પછી પ્રારબ્ધજ રક્ષણ કરનાર છે. એ નિશ્ચય છે—

ભયંકર અરણ્યમાં ફરવું, પર્વત ઉપર ચઢવું, મહા સમુદ્રને તરવું, બંદીખાનું ભોગવવું અને ભયંકર ગુફામાં પ્રવેશ કરવું. એવા પ્રકારનાં પ્રારબ્ધના ભોગને કયારે પણ અટકાવ કરવામાં આવશે. કદી નહી.

વિપતીમાં ખેદ શાને કરવો. તેમ સમ્પતીમાં હર્ષ શાને કરવો. કારણ કે જે વેળા જે બનવાનું હોય છે તે બને છે માટે સમયને અનુસરીને ચાલો—

જે હોનાર વસ્તુ છે તેનો કદી અટકાવ કરવામાં આવે તો નળ, રામચંદ્ર અને યુધિષ્ઠિર સરખા મહા પ્રતાપી રાજા કદીએ પણ દુ;ખી થાત નહી.



# પત્નિની શીખામણ.

રે રે યંત્ર રડી રડી વૃથ હરે, કરતો રહે શોક તું,
લાખો મુઆ કટાક્ષ બાણે કરી, તેવી દશા ભોગ તું.
નારી શિતલ છાય જાણી કરી, શરણે ગયા જે વળી,
જીવ્યા ન મહાવીર તે તો, નારીને ફંદે પડી.

કોઇ એક ગામમાં એક સ્ત્રી રેંટીયો ફેરવતી હતી, ત્યાંથી એક સંન્યાસી જતા હતા, તેનાં કાનમાં રેંટીઆની ચીસ થતી સંભળાઇ, ત્યારે તેઓ કોઈને બોધ કરતા હોય તેમ તે રેંટીયાને કહેવા લાગ્યા. હે રેંટીયા? આ સ્ત્રી મને ભમાવી ચકડોળે ચડાવે છે, એમ જાણી તું રૂદન કર મા, કારણ કે—સ્ત્રીના કટાક્ષ માત્રથીજ ભલાં ભલાની તારા જેવી ભ્રમણ દશા થાય છે. તો તું તો એના હાથમાં સપડાએલો છે, તો તું એવી ભ્રમણ દશાએ પહોંચે. એમાં શી નવાઇ; તેથી હે ભાઇ, શોકને મુકી શાન્ત થા. અને જો કે, હવે તો તને આ નારી રૂપી કૃત્યાથી કીરતાર બચાવે તોજ તું ઉગરી શકે તેમ છે, નહીં તો તારૂં આયુષ એના હાથમાં છે.


સીતાનું હરણ કરી ગએલો રાવણ અનેક પ્રકારે સમજાવી સમજાવીને થાક્યો. પરંતુ સીતાએ પતી સીવાય અન્ય પુરૂષમાં હૈવતજ જોયું નહીં, ત્યારે નિર ઉપાય થએલો રાવણ સીતાને વશ કરવા તેને અનેક પ્રકારે કષ્ટો આપવા શરૂ કર્યા તોપણ તેનું હૃદય ડગતું નથી, જાણી પોતાની પત્નિ મંદોદરીને બોલાવી સીતાની પાસે મોકલાવી, અને સીતાને સમજાવી પોતાને તાબે કરવા અનેક પ્રકારનો બોધ કર્યો. પતી આજ્ઞાને શીરમાન્ય કરનારી મંદોદરીએ પોતાના પતીને સીતાનો પરિત્યાગ કરવા અર્થે ઘણો બોધ કર્યો, પરંતુ કામાન્ધ રાવણ તે ન માનતા ઉલટો તેનાપર ક્રોધે ભરાયો. છેવટે મંદોદરી ગઇ, અને સીતાની આવી દુઃખી સ્થિતી જોઇ તેનું પણ હૃદય ભરાઇ આવ્યું, તથાપિ શું કરે; રાવણની આગલ કોઇનું ચાલે તેમ ન હોતું, જાણી લાચાર પણે બોલી, વૈદેહ પુત્રી કુબેરથી પણ શ્રેષ્ટ વૈભવવાન અને સ્વર્ગથી પણ શ્રેષ્ટ, આ નગરનો અધિપતી વળી ત્રૈલોકયને કંપાવનાર એવો જે મારો પતી રાવણ તે તને તન મન અને ધનથી સર્વ પ્રકારે સુખી કરવા ઇચ્છે છે. છતાં તું દુઃખનેજ શા માટે પ્રસન્ન કરે છે, તે હું સમજી શકતી નથી. વળી તારા સુકોમલ અંગો કષ્ટે કરીને દીવસે દીવસે ક્ષીણ થતા જાય છે, તારી સુંદરતા; તે સર્વ નાશ થતી જાય છે વળી સમજ કે, જે સમય વ્યતીત થાય છે, તેમાં તારા મૃત્યુનો સમય પાસે આવતો જાય છે. ત્યારે કહે, શું તને તારૂં જીવિત પ્રિય નથી, માટે સમય વિનાની હઠ મુકી સુખી થવું હોય

તો તારા વિરહિ વ્યાકુળ થએલા રાવણના હૃદયને શાન્ત કર, અને લંકાની રાજરાણી થા.—

કુસમયે ભલો ન વરસવો, કુસમે ભલી ન ધુપ,
કુસમય ભલો ન બોલવો, કુસમે ભલી ન ચુપ.
કુસમય ભલો ન માગવો, કુસમે ભલી ન લાજ;
સમય પડે સબ શોભતે, સમય સમય કે કાજ.

તેથી સમય વગરની હઠ તારો વિનાશ કરશે; કારણ કે સો યોજનના વિસ્તારવાલા સમુદ્રનું ઉલંઘન કરી તારો રામ લંકામાં આવી તને બચાવી શકે એ આશાજ ખોટી છે; તેથી સમજી જા; અને રાવણને તારો હૃદયસ્વર કરી સુખી થા.

મંદોદરી, તારૂં નામજ સતી છે; પણ તારા કૃત્યો સતીના જેવા નથી કારણ કે, તારા મોઢામાંથી નીકળેલા બોલો જો કે, મારા હિતદાયક દેખાય છે. પરંતુ પરિણામે રૌ રૌ નર્કનાં ઘોર કષ્ટને ઉપજાવનારાં છે. જે સ્ત્રી પોતાના પતીને મુકી અન્ય પુરૂષને અથવા અન્ય દેવની ઇચ્છા કરે છે. તેવી કુલટાઓને હજારોવાર ધિક્કાર છે. માટે ઉપરથી સતીનો ડોલ રાખી અંતરમાં દુષ્ટ ઇચ્છા રાખનારી રાક્ષસ પત્નિ મંદોદરી જા, તને એજ ભવમાં બે પતી થાઓ એવો મારો શ્રાપ છે, ને તે થોડા દીવસમાં પુર્ણ થશે, લે હવે અહીંઆથી જલદી ચાલી જા. નહીં તો મારા ક્રોધ ચક્ષુ તને બાળી ભસ્મ કરી નાંખશે.

આ સાંભળી મંદોદરી થર થર ધ્રુજવા લાગી. અને થએલા અપરાધો માટે ક્ષમા માંગવા લાગી વળી જે વાકયો કહ્યાં તે પતી આજ્ઞા પ્રમાણે કહ્યાં છે. જાણી શાન્ત થવા વિનંતી કરી ત્યારે સીતાએ

કહ્યું કે મંદોદરી કામાન્ધ થએલા તારા પતીને સમજાવીને કહેજે કે

ધ્રુવ મંડળ આખો હટે, ધર્મ કદી બદલાય,
સતી સત્ય મુકે નહીં, રવિ પશ્ચિમ જો થાય;
સિંહણુ કદિ ભૂખે મરે, તૃણુ પર દ્રષ્ટિ ન જાય,
પતિવૃતા મદથી મરે, પર પાસે નવ જાય.

મેઘ વિજ વાયુ થકી, મેરૂ ચાહે ડગિ જાય,
આધિ વ્યાધિ આવી પડે, સતીનો ધર્મ ન જાય.
સતિ સત્યથી જો હટે, મહિ નવ ઝીલે ભાર,
સ્વર્ગ મૃત્યુ ભુતલ બધા, રહ્યા સત્ય આધાર.

આટલું કહેતાં પણુ જો તારો પતી ન માને, તો તારે નિશ્ચય સમજવું કે અનિતિ માર્ગે ચાલનારા રાક્ષસ વંશનો હવે નાશ થવાનો સમયજ આવી ગયો છે, તે થોડા દિવસોમાંજ દ્રષ્ટિએ પડશે. આ સુવર્ણુના કોટ, રત્નથી ઝકઝકાટ કરતી દીવાલો, તે સર્વ મારા ક્રોધરૂપી અગ્નિમાં બળી ખાખ થઇ જશે, ઘરે ઘરે સ્ત્રીઓ રંડાશે, અને પુત્ર પિતાને, તથા પિતા પુત્રોને, સમરભૂમિમાં પડેલા દ્રષ્ટિએ ભાળશે. આવો સમય હે મંદોદરી, થોડાજ વખતમાં આવશે, તે તારો પતી આંખેથી જોશે. વળી સતીને સંતાપી શું ફાયદો થાય છે, તેનું અવલોકન કરી રોશે. છેવટે પ્રાણુ ખોશે, અને આખા રાક્ષસવંશથી હાથ ધોશે. વળી રાક્ષસવંશથી હિણુ થએલી આ લંકા છેવટે બીજાને હાથ જશે, એમાં જરાય શંકા નથી. માટે જા, અને આ ભયંકર આફતથી તારા પતીને બચાવી લે ને સમજાવ, અને છેવટે કહે કે—

ભૂણસે સિંહ તજે તનકો, ન તજી નીજ ટેક એ ઘાસ ખવૈયા,
ચાતક સ્વાતિકો પાન કરે, સ્વપ્ને નવ અન્યકો નીર પીવૈયા,
ચંદન બાળીકે ખાખ કરો, મહાવીર સુગંધહુ રામ દેવૈયા,
માન સરોવર કો તજી હંસ, ન તાકત સ્વપ્નમેં તુચ્છ તલૈયા.

આ સાંભળી મંદોદરી પોતાને ઘેર ગઇ, જ્યાં રાવણ સીતાને વિષે શું કરી આવી, તે સર્વ સમાચાર પૂછ્યા. ત્યારે મંદોદરીએ કહ્યું કે—

સ્વામી, મારૂં કહ્યું માનો, અને સીતાનો પરિત્યાગ કરો. કારણ કે, એ રામપત્નિનું હરણ કરવામાં તમે મોટી ભૂલ ખાધી છે તો તે ભૂલને સુધારો, અને સીતાને લઇ રામની પાસે સિધારો. તમારાથી થએલા અપરાધોની ક્ષમા માગો. તેઓ દયાળુ હોવાથી સર્વ માન્ય કરશે, એટલે કમોતે મરતી પ્રજા ઉગરશે. વળી—

સતીને સતાવી, નહીં સાર કાઢો,
હૃદયથી સતી નાર, હે કંથ છાંડો.
નહીં તો બધા વંશનો નાશ થશે,
પછીથી સતીએ, પતીનીજ થાશે.

સતીના પ્રભાવે, જશે પ્રાણ તારો,
થશે દૂર હે કંથ સૌભાગ્ય મારો;
સતીએ કરી, નાશ લંકાનો થાશે,
.પતી ચોકડી ચૌદનું રાજ્ય જાશે.

રામને મનુષ્ય સમજવામાં ખરેખર તમે ભૂલ ખાધી છે. કારણ કે, ભૂલથી છછુંદરીને ગળી જનારો સર્પ, જેમ કાળને વશિભુત થાય છે, તેમજ તમે પણ ત્રૈલોકયપતી રામને મનુષ્ય ધારી, તેની પત્નિનું હરણ કરી, છેવટે કાળ પાસે બંધાયા. સ્વામી ? તમે નિશ્ચય સમજજો કે, આ સીતા, તમારા નાશ અર્થેજ ઉત્પન્ન થઇ છે, પછી જેમ પતંગીઆઓ દીવામાં ઝંપલાય છે, તેમ તમોએ તેનું ગ્રહણ કર્યું છે. હવે મુકતાં ટેક જાય છે, અને રાખતાં પ્રાણ જાય છે. ખરેખર, વગર વિચારે કરેલું કાર્ય કેવું દુઃખ ઉપજાવે છે, તેનો ખ્યાલ કરો, અને હજુએ સમજો કે,—

સતી ના થઇ કામીની કોઇ કાળે,
તજીને પતી ના સતી અન્ય ભાળે;
તે માટે પતી ના હ્રદયમાં લગાવો,
સતીને લઇને પતી પાસ જાઓ.

ન લંકા રહે હેમના કોટ ત્રુટે,
પતી વાંદરા આવીને નગ્ર લુંટે;
દેખાએ જરૂખાંય મેડાં ને માળાં,
કરે ખાખ બાળી પ્રભુ અગ્નિ કાળાં.

હજુએ કંઇ બગડી ગયું નથી. કારણ કે, સીતાને લઇ રામને મળતાં તમારા દરેક અવગુણો ભૂલાવી, તેઓ તમારા પ્રત્યે જરૂર દયા કરશે. કારણ કે શરણાગતનું રક્ષણ, એ રઘુવંશનું પરમ દૈવત છે. તેને મુકી તેઓ તમારા પ્રત્યે ક્રોધે ભરાશે નહીં પણ

ઉલટું તમોને ધન્યવાદ દેશે. સ્વામી, નિશ્ચય સમજો કે રામની શરણે જવામાંજ ભલાઇ છે. તેઓ દયાના સાગર છે તેથી તમારા અવગુણો ભૂલી જશે, અને કમોતે મરતી પ્રજા ઉગરશે. પરંતુ મ્હારૂં કહ્યું નહીં માનો તો નિશ્ચય સમજજો કે,—

આ સીતા નહીં, કાળને આપ લાવ્યા,
પતી મૃત્યુ કાંઠે, અરે કેમ આવ્યા ?
દેખાએ ભલે, રૂપ રંગે રૂપાળી;
પરંતુ સતી નાગણી, નાથ કાળી.

ધરો ના હૃદયમાં, કહ્યું મારૂં માની,
કરો નાથ ન્યારી, સતી નાર જાણી;
નહીં તો પછી, વંશથી, હાથ ધોશો,
અરે કંથ માથે મૂકી, હાથ રોશો.

વિશ્વામિત્રનો યજ્ઞ પૂર્ણ કરી, મારીચાદિકનો નાશ કરનારા અને પોતાના બળવાન બાહુબળોથી શંકરના ધનુષ્યના સહસ્ત્ર ટુકડા કરી ફગાવી દેનારા, એટલુંજ નહીં, પણ ત્રાટિકા જેવી વિકાળ રાક્ષસીને મારી, મુનિઓને નિર્ભય કરનારા, રામ—તે મનુષ્ય સમજી વેર કરવામાં, ખરેખર સ્વામી, તમે ભૂલજ ખાધી છે. તે ભૂલનું પરીણામ એટલું તો ભયંકર આવશે કે જેને યાદ કરી તમો એક દીવસ અનાથની પેઠે, નેત્રો દ્વારા અશ્રુઓ વરસાવશો. છતાં પણ તેથી ઉગરી શકો એવી તો આશા રાખતાજ નહીં. કારણ કે—

ચઢીનેજ આવે, સતી નાથ જ્યારે,
બહુ કંથ દેખાય, વિપરીત્ત ત્યારે;
તે માટે હજુએ, ઉપાયો કરાજે,
અરે કંથ સીતા, પ્રભુનેજ દીજે.

નથી સૃષ્ટિમાં, અન્ય શું નાર જડતી,
અરે દ્રષ્ટિ, સીતા પરે કેમ પડતી!
તજી હે પતી, ન સતીમાંજ લોભે,
આ સીતા સદા, રામની સાથ શોભે.

જેટલો કાગ અને હંસમાં ફેર છે, તેટલોજ રામ અને તમારામાં ફેર છે. પણ તે તમને જણાતું નથી, તેનું કારણ, ફકત તમોને ઉત્પન્ન થએલો અભિમાન છે. જે અભિમાનને યોગે કરી, સારૂં અથવા નરસું, ભલું અથવા બુરૂં, સમજવાની શકિત તમારામાંથી નાશ પામી છે. નહીં તો રામ જેવા પ્રબળ પરાક્રમિ વીરથી વેર કરી, તમારૂં અનિષ્ટ કદાએ કરત નહીં—

બાજસે વેર કરે જો કપોત, શીઆળ યથાવંન સિંહ જગાવે,
કે સહુ હો બળવાન, તદાપિ નહીં ખર અશ્વ બરાબર આવે,
ઉંચસ નિચ ભલે બઢજાય, તથાપિ નહીં વહ ઉંચ કહાવે,
કામ પરે સબ જાનિ પરે, મહાવીર વૃથા કોઇ ગાલ બજાવે.

જનસ્થાનમાં ચોદ હજાર રાક્ષસ મારી છેવટે વાલી જેવા બળવાન યોધાને એકજ બાણે સંહાર કરનારા રામ તે મનુષ્ય? ખરેજ, સ્વામી મરણકાળે મનુષ્યના મતી જેમ ભ્રમિત થઇ જાય છે, તેવાજ

સમય તમોને પ્રાપ્ત થયો હોય તેવું જણાય છે. અને એ બધા સંજોગોને અનુસરી સ્પષ્ટ સમજાય છે કે-" વિનાશ કાળે વિપરિત બુદ્ધિ."

જ્યારે ખરાબ વખત આવે છે, ત્યારે મનુષ્યના વિચારો પણ બદલાઈ જાય છે, નહીં તો મારા હિતદાયક વચનો કહિપણ; તમોને ઝેર જેવા લાગત નહીં.—ખેર થયું તે થયું, હજુએ સમજો; અને—

મળી રામને આપ, જઈનેજ નારી,
કરે માફ તારી, બધી ભૂલ ભારી,
રહે માન તારૂં, નહીં કોટ તુટે,
અરે કંથ તારો નહીં, કાળ ખૂટે.

તે માટે હજુએ કરીલે મિત્રાઇ,
નહીં યુધ્ધમાં રામ સાથે ભલાઇ,
હશે બાણસમ લાગતાં વેણ મારાં,
પરંતુ થશે હાલ બૂરાં તમારા.

સ્વામી, રામના જેવા દયાળુ અને ધર્મમાં પરિપૂર્ણ નરો, શોધતાં પણ, મળવા મૂશ્કેલ છે, કારણ કે, ભૃગુમુનિએ એક સમયે વિષ્ણુની છાતીમાં લાત મારી હતી, છતાં વિષ્ણુએ ભૃગુ પાસે હાથ જોડી ક્ષમા માગી હતી, અને કહ્યું હતું કે, તમારા ચરણોને બહુજ તસ્દી પડી, તેથી દાસના દોશો ક્ષમા કરશો. અપરાધો ભુલી જશો, અને દયા કરશો. એવા દયાળુ પ્રભુથી વેર કરતાં નિશ્ચય સમજો કે—

આ લંકા મહીં રામની આણુ ફરશે,
વિજય માળ યુદ્ધે, પ્રભુનેજ વરશે.
હશે દેવ તે, બંધિથી મુક્ત થાશે,
પતી લંકમાં, રામનું રાજ્ય થાશે.

જેનાથી કરીને હૃદય ગર્વ કરતો,
તેને કંથ જોશો સમર વીચ મરતો.
અનિત્યે કરી યુધ્ધમાં, સર્વ મરતા,
જશે શોણિતો ના, પ્રવાહોમાં તરતા.

એકવીશવાર પૃથ્વી નક્ષત્રિ કરનાર પરશરામ પણ જેનાથી પરાજય પામી વન પ્રારથાન કર્યું તેનાથી યુધ્ધમાં જીતવા ઇચ્છા રાખનાર હે રાવણ, હજુ પણ સમજ કારણ કે પતંગોને મરણ કાળેજ પાંખોમાં બળ આવે છે. તેમજ તમને પણ આ વખતે અભિમાન થયું છે તે કાંઈ સારૂં પરિણામ નહીં લાવે, પરંતુ તમામ રાક્ષસ વંશનો નાશ કરશે. રામથી થએલું વેર આ શંકરથી મેળવેલી સુવર્ણની લંકાનો વિનાશ કરશે, વળી ઉપરથી દેખાવડી પણ અંતરમાં ભરેલા ઝેરના જેવી આ સીતા તમારા આખા વંશનો નાશ કરશે સ્વામી–

મુનિ નાર સિલ્લા થકી મોક્ષ પામી,
છતાં ઓળખ્યો ના હજુ કેમ કામી,
હણ્યો બાણુ એકે જેણે વીર વાલી,
તેની પત્નિ આ નાગણી નાથ કાળી.

કમળ પુષ્પ જેવી ભલે ભાવ્ય નારી,
પરંતુ ન ભુલે અરે તું સુરારી.
દેખાયે ભલે પાત્રમાં ઝેર સારૂં,
પરંતુ હણે પ્રાણુ પલમાંજ તારૂં.

જેના પ્રભાવે સમુદ્રમાં પથ્થરાઓ પણુ તરતા દેખાય છે, છતાં પણુ હે સ્વામી, એ રામ, હજુએ પણુ તમને મનુષ્ય સમજાય છે?

સ્વામી. નિશ્ચય સમજજો કે, વાલીને નાશ કરનારો તે તમારો નાસ કરશે. ખરદુષણુ, અને તિસરાંને ક્ષણુ માત્રમાં મારનારો તમને પણુ મારશે; ચીકણા ગોળની લાલસા વડે સમિપમાં ગએલો, મકોડો જયમ પોતાનાં પ્રાણુ ગુમાવે છે, તેમજ આ મયાવિ સીતાને ગ્રહણુ કરતાં તમારે પણુ પસ્તાવું પડશે.

પ્રબળ ધાર વાળી. આ ઝેરી કટારિ,
હૃદય હણે અરે, કંથ સીતા વિચારી.
ડગે મેરૂ કદિએ, પડે આભ ત્રુટી,
છતાં ન શકે, તું સતી લાજ લુંટી.

સતી ક્રોધ થાતાં, બળી ખાખ થાશે,
અરે કંથ તારો, તાહાં ગર્વ જાશે,
નહીં માનશે જો કહ્યું, આજ મારૂં,
મહાવીર થાશે, ભલું નાંજ તારૂં.

આ પ્રમાણે સાંભળી રહેલો રાવણ ક્રોધ કરી બોલ્યો. કામિની, તારી બુદ્ધિ નાશ થયેલી છે, કારણ કે હજુ તું મારા પ્રભાવને જાણતી નથી. તેથીજ રામના પરાક્રમને વખાણ્યાં કરે છે. પણ તને ખબર નથી કે, આખી સૃષ્ટિમાં દેવ અને દાનવો મ્હારાથી થરથર ધ્રુજતાં દેખાય છે. તો એ મનુષ્ય રામ શું વિસાતમાં છે; મારો એકજ બાણ તેના તમામ સૈન્ય સાથે અને જેના તું એટલાં બધાં વખાણ કરે છે, તે રામનો પ્રાણ લેવા શક્તિવાન છે. એવું જાણીનેજ મેં તેનાથી વેર કર્યું છે. રામ મને જીતી શકે, અથવા રણ સંગ્રામમાં મારી શકે, એ આશાજ રાખવી નહીં. કારણ કે મ્હારા બળની મુને સંપુર્ણ ખાત્રી છે. તેમાં વળી સુપર્ણખાની દીન દશા જોઇ મારા હૃદયમાં બળતી ક્રોધાગ્નિમાં એક પ્રકારનો વધારો થયો છે. માટેઃ—

હણું હું રામને આજે નહીતો, માત મુજ લાજે,
ભુજા આ રામને કાજે, હવે તો શસ્ત્ર આ સાજે.
કરૂં હું નાસ જઇ તેનો, હવે ડર રાખવો કેનો,
જો કાપ્યા નાક ને કાનો, તો કાપું શીશ હું તેનો.

સુંદરી તને રામનો ભય લાગતો હોય તો ભલે પણ મારા મનમાં તો એ રામ એક જંતુ સમજાય છે. જો કે બ્રહ્માએ મારા કપાલમાં લખેલું છે કે મારૂં મૃત્યુ નર અને વાનર ને હાથે થશે તોપણ આ સમયે મુને જરાએ બીક લાગતી નથી. કારણ કે–" સાઠે બુદ્ધિ નાઠી "–ઘરડાં થયેલા બ્રહ્માની બુદ્ધી લખવા ટાણે ઠેકાણે નહીં હોય તેથીજ તેણે આ પ્રમાણે લખી

દીધું છે સુંદરી રામને હાથે મારૂં પ્રાજ્ય થવું જો કે અસાકયજ છે. તોપણ વિધી લેખને અનુસરી કદાચ થાય તોપણ શું થયું આ લંકાનો અધીપતી જે રાવણ તે લંકા કરતાં શ્રેષ્ટ વૈભવ પ્રાપ્ત કર્યા પછીજ લંકા રામને સોંપશે એ તારે નિશ્ચય સમજવું કારણ કે મારો નાસ કરનાર ત્રૈલોકયનો ધણી વિષ્ણું સિવાય બીજો નહીંજ હોય એ હું સારી રીતે જાણું છું. કામિની રામની સાથે વૈર કરવામાં મુને બેઉ બાજુનો લાભ દેખાય છે તેમાં એક તો એ કે લંકાને મુકતાં સ્વર્ગની પ્રાપ્તિ બીજું રામને હાથે મરતાં કોઇથી પણ પ્રાપ્ત ન કરી શકાય, એઓ મોક્ષ થાય છે. એમ જાનીનેજ મેં સીતાનું હરણ કર્યું છે તેને તું પાછી આપવા કહે છે એ તારી મુર્ખતા નહીં તો બીજું શું કહેવાય.

નહિ આપું નહિ નહી ફરૂં પણ એ પ્રાણની સાથ,
મળું નહી સ્વપ્નાં મહી સીતા લઇ રઘુનાથ.

એટલું બોલે છે એવામાં મોટો કોલાહલ થતો સંભળાયો. અને બે રાક્ષસો આવી રાવણની સન્મુખ ઉભા રહ્યા આખરે હુકમ મલતાં તેવો બોલ્યા કે સમુદ્રમાં પથ્થરની પાજ બાંધી રામનું ભયંકર સૈન્ય લંકામાં ધસતું આવે છે. માટે, હવે જે સમય જાય છે. તેમાં આપણી હાર અને દુશ્મનની વિજય સમજાય છે. સેવકોને આ પ્રમાણે બોલતાં સાંભળી રાવણ ત્યાંથી ચાલતો થયો.



# પરાક્રમી અગંદ.



ઘન ગરજે ઘનઘોર, વર્ષશે કે નહિ પાણી,
રૂદન શ્વાન જન ભાગ્ય, કહો લે કોણ પિછાણી.
ઉતમ મધ્યમ શ્રેષ્ટ વર્ષ, જાએ કો જાણી,
જન્મ મરણનો સમય, સમજી લેસે કો પ્રાણી.
વળી પુર્ણ ગર્ભ પ્રેમદા વિશે, નહિ પુત્ર પુત્રી સમજાય છે,
મહાવીર વદવું ભવિષ્ય એ, ખોટું માત્ર ગણાય છે.

રામ અને સીતાનાં સ્વયંવર સમયે, લગ્ન ધરનારા જોસી બ્રહ્માનાં પુત્ર હતા, લગ્ન સમયે સર્વ ગ્રહો પરિ પુર્ણ હતા, કન્યાદાન કરનાર પૃથ્વી પતી જનક રાજા હતા, અને તે દાન લેનાર ત્રણ ભુવનનાં સ્વામી રામ હોવા છતાં, સીતા રાક્ષસોના નિવાસમાં કષ્ટ પામે, એ કર્મ ગતિ નહિ તો શું કહેવાય? માટે આ ઉપરથી સિદ્ધ થાય છે કે–પ્રારબ્ધ અથવા ભવિષ્યની કોઇને ખબરજ પડતી નથી.



# મહિસુતા.

જેઓમાં વિદ્યા, તપ, દાન, જ્ઞાન, અને સારો સ્વભાવ, ગુણ, કે ધર્મ એમાંનું કંઇ પણ હોતું નથી. તેઓ પૃથિવને ભાર આપનાર પશુ રૂપે છે. તથાપી આ લોકમાં મનુષ્ય રૂપે ફરે છે.

વેદનું નિત્ય અધ્યયન કરો વેદમાં કહેલા કર્મ સારી રીતે કરો. વૈદિક કર્મથી ઇશ્વરનું યજન કરો, પાપનાં પુંજનો નાશ કરો, સંસાર સુખમાં દોષનું અનુસંધાન કરો, આત્મજ્ઞાન સંપાદન કરવાની ઇચ્છાનો વ્યવસાય કરો અને પોતાના ઘરમાંથી તુર્ત બહાર નિકળો, વનમાં વાસ કરો.

અનર્થ કરવાની રૂચીવાળા કોણે મિત્ર, પુત્ર, અને બંધુવાળું આ વિચિત્ર કપટ-જકત રચ્યું છે. કોણ કોનો ચાકર, કોણ કોનો મિત્ર, અથવા કોણ કોનો માણસ, ખરેખર આ જીવ લોક સ્વપ્નામાં જોવાયલાં ઇંદ્રજાળનાં સરખો છે—

# મહિસુતા.

લક્ષ્મી દોલાના જેવી ચંચળ છે વિષયનાં રસો પરિણામે નિરસ છે શરીર વિપતીનો ઘર છે પુષ્કળ સંપતી મોટું મરણ છે. લોકો મોટા શોકથી ભરપુર છે અને અબળાઓ નિત્ય દુઃખ દેનારી છે તોપણ અરેરે અજ્ઞાની પુરૂષો સંસારનાં ઘોર માર્ગમાં રચ્યાપચ્યાજ રહો છો--

જેઓ પરમાર્થ વસ્તુને માટે નિશ્ચયપુર્વક પ્રયત્ન કર્યા કરે છે તેઓ પૃથ્વિ પર ભાગ્યશાળી ગણાય છે બાકીનાં તો ભ્રમરૂપી અંધારી કોટડીમાં ભટકયાજ કરે છે—

જે વૈરાગશીલ મનુષ્ય સદાય સર્પની પેઠે મનુષ્ય સંગ કરવાની ઇચ્છા કરતો નથી સળની પેઠે સુંદર સ્ત્રીનો ત્યાગ કરે છે તથા પરિણામે દુઃખ દેનાર વિષયોને વિષ સમાન માને છે તે પરમહંસ વિજય પામે છે.

માગી આણેલું નિરસ અને તે પણ એકજ વખત ભોજન. પથારીમાં પૃથ્વિ. મિત્રાદિકમાં ફકત પોતાનો દેહ. જુનાંપુનાં વસ્ત્ર, અને ફાટીટુટી સો થિંગડાંવાળી ગોદડી. આવી સ્થીતી આવી પડવા છતાં, મનુષ્યને અરેરે, વિષ્યો છોડતા નથી.—

જે લંકામાં પવન પણ સમયને અનુસરીને વાતો, દેવતાઓ બંદીખાનું સેવતા મેઘ ઘરે ઘરે જળ પુર્ણ કરતો, અને અગ્નિ, ઇચ્છા અનુસાર પ્રદિપ્ત થાતી એવા બળવાન રાવણથી સુરક્ષિત લંકા, આજે વાનર અને રીંછોથી ભરપુર દેખાય છે. જ્યાં જોઇએ ત્યાં રામનો 'વિજય થાઓ." એવી પ્રતિધ્વનિ થાય છે. રાક્ષસો કંપિત અને શંકામય હૃદયે જ્યાં ત્યાં નાસતા દૃષ્ટિએ પડે છે, ત્યારે લંકાનો સ્વામી રાવણ કેટલાક મંત્રીઓ યુક્ત, દરબાર ભરી દશરથ પુત્ર રામને કઇ રીતે મારવો, તેનો વિચાર કરતો, જણાય છે, તેવામાં ભયંકર ગર્જનાં કરતો અને જેનાં હાથમાં પર્વતનાં જેવી વિશાળ ગદા શોભી રહી છે, એવો બળવાન વાલીનો પુત્ર અગંદ કેટલાક રાક્ષસોને હઠાવતો, અને સાંમે થએલાને ગદા વડે સંહાર કરતો, રાવણની સમીપ આવતો જણાય છે. અગંદને પોતાની સામે નિર્ભયપણે ઉભેલો જોઇ રાવણ બોલ્યો—

કોણ કોણ રે વાનરા, કેમ લંકામાં આવિયો,

અગંદ—ચોર કોણ છે રામનો, તે જોવા હું આવિયો.

વળી હે રાવણ ઘણા દિવસથી ત્હારૂં નામજ સાંભળતો હતો. પણ હવે તો પ્રત્યક્ષ જોઉં છું. એ પણ અહો ભાગ્ય, પરન્તુ પુલસ્ત્ય કુળ ભુષણ રામપત્નિનું હરણ કરી, સુખી થવા ઇચ્છા રાખનાર લંકેશ હવે તું જેટલો સમય જીવનો છે, તેટલા સમયમાં મ્હારૂ કહ્યું .માની સીતાને લઇ, રઘુનાથ પાસેજ અને તેનાં

ચરણોમાં મસ્તક નમાવ, તોજ કલ્યાણ છે. નહિ તો નિશ્ચય સમજજે કે પાપાત્મા તારો વિનાશકાળ સમીપમાં આવી ઉભો છે. કારણ કે—

બહુ ગર્વથી જાણજે નાશ થાસે,
મસ્તક બધા યુધ્ધ માં તો કપાસે,
સીતા હરી કામ વિપરીત કીધો,
હાથે કરી મૃત્યુનો માર્ગ લીધો.

કુશળ ત્યાં લગી છે કે-જ્યાં સુધી રામે ધનુષ્યમાં ત્હારો નાશ કરનારો બાણ ચઢાવ્યો નથી, કુશળ ત્યાં લગી છે કે—જ્યાં લગી વાનર પતી સુગ્રીવે. આ લંકાને નાશ કરવા અને રાક્ષસ કુળને સંહાર કરવા હુકમ કર્યો નથી, વળી નિશ્ચય સમજ કે કુશળ ત્યાં સુધીજ છે કે—જ્યાં સુધી હું તારી પાસેથી રામાદળમાં પાછો ગયો નથી. મ્હારા જતાંજ રામનું મ્હોટું સૈન્ય લંકામાં ચઢી આવશે, ને આતારા નગરને ખેદાન મેદાન કરી, તારો પ્રાણ લઇ, છેવટ સીતાને લઇ ચાલ્યા જશે. તેથી સંપુર્ણ વિચાર કરીનેજ મુને જવાબ આપજે. પણ એટલુ તો તાહારે નિશ્ચે સમજવું કે--

અનિતે કરી લંકનુ રાજ્ય ખોશે,
થઇ અંધ દશ કંધતું ખુબ રોશે,
અનિતે કરી યુધ્ધમાં વીર મરતા,
જસે સોણિતો પ્રવાહોમાં તરતા.

એવું બન્યું નથી, તેટલામાંજ ત્હારે વિચાર કરવાની જરૂર છે.

કારણ કે ખેતર સુકાઇ ગયા પછી વરસાદ નકામો છે, તેમજ પાછળથી વિચાર કરવો એ નિર્થક થઇ પડશે;

વળી—

નથી ચાલતો રાજ અધર્મ કીન્હે,
નથી ચાલતો રાજ વિણ દંડ લીન્હે,
નહી સાંમને દામનો ભેદ ભાળે,
નહી રાજ તેનું ટકે ચીર કાળે.

એ રાજનિતી તું સારી રીતે સમજ તો હોવા છતાં, જેમ મરણકાળે ટીળીને પાંખો આવે, તેમજ તને આ સમય અભિમાન થયો છે, તે તારો વિનાશ કરશે. સમજતો નથી, તો હે પાપી—પાપજ તાહારો નાશ કરશે.

બહુ રાગ રંગો ભોગવી, આખેર ગાલ્યા જાય છે,
હુશીયાર કે નિર્બુધ્ધિ પણ, એમાંજ ધોકા ખાય છે,
જેનું બનેલું દેહ આ, તેનુંજ આખર થાય છે,
મહાવીર લે નિશ્ચે કરી, થઇ મુર્ખ કાં લપટાય છે.

માટે માહારૂં કહ્યું માન, અને સીતા યુકત રામ પાસે જા, તેમાંજ ભલાઇ છે, નહી તો નીશ્ચે સમજ જે કે-તારૂ મૃત્યુજ આવ્યું છે.

બસ, બસ, ઓમરકટ જાણે છે કે, આ સમયે, તું કોની આગળ ઉભો છે? એક હાથમાં કૈલાશ પર્વતને ઉપાડી લેનાર, અને ત્રેયલોકને ધ્રુજાવનરા રાવણની સામે રામ? ખરે-તું મને ઓળખતો નથી, માટે ક્ષમા કરૂં છું, પરન્તુ સાંભળ--

બાંધ્યા છે જમ કાળ, ઇંદ્ર પણ થર થર કંપે,
બાંધ્યા છે જમ કાળ, દેવ પણ ક્યાં સહજ પે,
બાંધ્યા છે જમકાળ, રામસું છે મમ આગે,
એવા અગણિતરામ મુવા છે આસર લાગે,
વળી જઇ કેજે તે રામને, લંકતજી જો ના ગયો,
તો જાણજે નીશ્ચે કરી, સંગ્રામમાં માર્યો ગયો.

એવું પરાક્રમ હજુ તારા રામે કર્યું હોય એમ સમભવતું નથી, વળી હે-અંગદ તું વાલીનો પુત્ર હોવા છતાં તારા પિતાનો નાશ કરનાર, શત્રુ, રામની સેવા કરતાં, જરા પણ સરમાતો નથી? ધિકાર છે, ધિક્કાર છે. તારા જેવા કુલાંગાર પુત્રોને, કે-શત્રુઓથી ડરી, માથું નમાવે છે, અને પોતાના પવિત્ર કુળમાં ડાઘ લગાવે છે.—

અંગદ—

તું શું જાણે રામ, જગતનાં છે જે સ્વામી,
તું શું જાણે રામ, થયો છે મુરખ કામી,
તું શું જાણે રામ, દુષ્ટ સીર જેણે કાપ્યાં,
આજ નથી તે દુષ્ટ, ભકત જેણે સંતાપ્યા,
વળી જો નમશે નહિ રામને, માર્યો જશે સંગ્રામમાં,
લંકાતણો વૈભવ બધો, કંઇ આવશે ના કામમાં.

રામનો સેવક થવાથી હું કુલાંગાર થયો? અરે અભિમાની તને હજુએ સુઝતું નથી કે—રામનો પ્રભાવ કેટલો બધો શ્રેષ્ટ છે.

અધર્મ માર્ગે ચાલનારો મારો પિતા તો શું. પણ તેના જેવા અશંખ્ય યોદ્ધાઓ આ રામને હાથે માર્યા ગયા છે, અને હજુએ માર્યા જાય છે. માટે રાવણ ? નિશ્ચય સમજજે. કે—અધર્મની હોડીમાં ચઢેલાઓને આ રામજ ડુબાવનાર છે, તેમાં જરાએ સંદેહ નથી. કારણ કે—

હિરણાક્ષનો બલ ક્યાં ગયો, વળી ક્યાં ગયો એ સુરમાં
પલમાં વિદારી રામ, તેનો કરી નાખ્યો ચુરમાં,
આવી ગયા આ સૃષ્ટિમાં, મુજ પિતાથી પણ વીરમાં
આજે નથી કાયમ રહ્યા તે શુરને વલી ધીરમાં.

એ સર્વે ક્યાં ગયા, તે તને સમજાય છે ? ઇલ્વલ, વતાપી, કબંધ, અને ત્રિસરા, એનાં નામો-નિશાન મિટાવી દેનાર પણ-એજ રામ હતો કે જે-આજે લંકામાં પોતાની વૈર રૂપી અગ્નીને, શાન્ત કરવા, અને તારા રકતથી પોતાનાં ચળકતા બાણોને સ્નાન કરાવા ચઢી આવ્યો છે. રાવણ તેં સીતાનું હરણ કર્યું નથી, તથાપી તારા નાશ કરનારા મૃત્યુનેજ આસરો આપ્યો છે. એમ નકી સમજજે વળી સુનેલા સિંહને જગાડતાં શું ફાયદો થાય છે, તેનું અવલોકન કરજે ? તે ઊપરાંત જે વીરતાનું તું અભિમાન કરે છે, તેવી વીરતાં તો મ્હારા જોવામાં-ક્યાંએ પણ આવી નથી. જનકપુરમાં ધનુષ્ય તોડી સીતાને ન વરતાં છેવટે ચોરી કરી રામની ગેર હાજરીમાં સીતાને તું લાવ્યોછે, તે શું વીરતા કહેવાય ? વળી તારી જે બેહન સુર્ણપંખા તેના નાક, કાન, કાપી લેનારા રામ તેનો મોકલાવેલો એક સેવક કે જેણે આ સુવર્ણની લંકાને બાળી ખાખ કરી, એટ-

લુંજ નહીં પણ તારાપુત્રને પણ મારી ચાલ્યો ગયો, છતાં તુ તેનો વાંકો વાળ પણ કરી શકયો નહીં, તે શું વીરતા કહેવાય? વળી-તારી વીરતા ઘણી જગાએ મારા જોવામાં એવીજ રીતે આવી છે તેનાં શું વખાણ કરૂં. તથાપી એ અધમ—

કોણ વીર દસ શીશ વીસ, ભુજ છે ધિકક તારા,
કોણ વીર દશ શીશ નીચ, સેવક સહુ તારા.
કોણ વીર દશ શીશ સહસ્ત્ર, ભુજમાં બંધાયો,
કોણ વીર દશ શીશ, પેટ પથ્થર નહિ આયો.
વળી તુજ કે કોઇ અન્ય રાવણ, છુપ્યો તાતની કાખમાં,
લાતુ ઘણી મારી હતી તેં, ભુલિયો શું વાતમાં.

તે ઉપરાંત તારા પરાક્રમો મારાથી એક પણ છાનાં નથી-કારણ કે હું તને બાલ્યવયથી જાણું છું. તેમાં જયારથી તેં રામ સાથે વેર કર્યું છે ત્યારથી તો તારા પરાક્રમો શમર ભુમીમાં પ્રત્યક્ષ જોવા ઇચ્છું છું. તેથી એ કામાંન્ધ—હવે તૈયારી કરી રાખજે. કારણ કે—બલવાન અને બળહીનની પરિક્ષા સમર ભુમ્મીમાં થાય છે? તેવો સમય તને આજ્કેડાજ પ્રાપ્ત થયો છે, તો ત્યાં તારી બહાદુરી બતાવવાને ભુલી જતો નહીં? લે હવે હું જાઉં છું, પરંતુ એટલું કેહતો જાઉં છું કે—

હજુ ગયો ન માન, સિંધુમાં શિલ ઉતરાની,
છતાં મુર્ખ અજ્ઞાન, થયો પ્રભુતા નવ જાની.
હજુ ગયો ના માન, અક્ષયનો જીવન જાતાં,
છતાં નહી સમજાય, ચોર સીતાનો થાતાં.

શુર્વણ લંકા ખાખ થઇ, કોટ ઘણા ત્રુટી ગયાં,
છતાં પ્રભુ ઓળખ્યો નહી, નેત્ર કેમ ફુટી ગયાં.

હવે છેલ્લો જવાબ આપ અને સત્વર કહી દે કે સીતા પાછી આપી, રામને મસ્તક નમાવે છે. કે—જમરાજ પાસે સીધાવે છે.

રાવણ—

રામ ચઢે કે શિવ ચઢે, કાલ હું લેય કમાન.
સીતા કદી આપું નહી, જ્યાં તક છે ઘટપાન.



# મહિસુતા.

મુર્ખ સો પુત્રો કરતાં ગુણવાન એક પુત્ર સારો, કારણ કે એક ચંદ્રમાં આખા સંસારના અંધકારને દુર કરે છે. પરંતુ લાખો તારાઓ કંઇ પણ કરી શકતા નથી.

જનક રાજાની પુત્રી ક્યાં, અને તેનો દસ મસ્તકવાળા રાવણને ઘરે નિવાસ કયાંથી. માટે નિશ્ચયપુર્વક જન્મનાં કર્મોજ ફળદાઇ થાય છે.

ગુણ એ રૂપનું ભુસણ છે શીલ એ કુળનું ભુષણ છે સિદ્ધિ એ વિદ્યાનું ભુષણ છે અને ઉપભોગ કરવો એ ધનનું ભુષણ છે.

અસત્ય બોલવા કરતા મૌન્ય રહેવું શ્રેષ્ઠ છે. પારકી સ્ત્રી સાથે ગમન કરવા કરતાં નપુસ્કપણે રહેવું શ્રેષ્ઠ છે અને પારકી દૌલત પર નિર્વાહ કરવો તેનાં કરતાં ભિક્ષા માગવી શ્રેષ્ઠ છે અને પારકી નિંદા કરવા કરતાં પ્રાણ ત્યાગ કરવો શ્રેષ્ઠ છે.

રાજાનાં મનની વાત કૃપણ પુરૂષનું દ્રવ્ય દુર્જન મનુષ્યનાં મનોરથ સ્ત્રીયોનાં ચારત્ર અને પુરૂષનાં ભાગ્યોદય એટલાની ખબર દેવતાઓને પણ નથી પડતી તો મનુષ્ય શા હિસાબમાં.

## મહિસુતા.

સતયુગમાં રેણુકાને માટે, ત્રેતાયુગમાં સીતાને માટે, દ્વાપરયુગમાં દ્રૌપદીને માટે, વૈર થયું પણ કળયુગમાં તો સ્ત્રીઓને માટે ઘરેઘરે વૈર થાય છે.

આ સંસારમાં કોઇ જગોયે વિદ્વાનોની વાર્તા થાય છે અને કોઇ જગોયે મદીરાથી મદોન્મત થએલાઓ વચ્ચે કલેશ થાય છે કોઇ જગોયે નાના પ્રકારના વીણાના મધુર નાદ થાય છે તો કોઈ જગોયે હાય હાયના પોકારો સંભળાય છે; એવા વિષયોથી ભરપૂર આ સંસાર અમૃત રૂપ છે કે ઝેર રૂપ છે, તે મારા સમજવામાં આવતું નથી.

પૃથ્વીમાંથી વિદ્વતા ગઇ પંડિતપણું ગયું, સાંભળનારાઓના હૃદયમાં વધતું જતું અજ્ઞાનપણું, જ્ઞાન ચારણોમાં ગયું, વાતો, ગીત, વિનોદ અને વાકયરચનાની યુકિતથી સર્વ જગત રંજન થયેલું છે; તેમજ જયોતિષ વૈદક એ વિગેરે સઘળુ કળયુગમાં ક્ષુદ્ર અર્થાત નીચ લોકોમાં ગએલું છે.”



# ६८ निश्चय.

वैद्यो कहे, पित्त कफथी मरे छे,
ज्योतिष कहे, ग्रहगतियो नडे छे,
भुवा कहे, भूत वळगाड जानो,
प्रारब्ध कर्म बलवंत, सौमांज मानो.

મનોર્થો હૃદયમાં જીર્ણ થયાં, અને જુવાની પણ આસ્તે આસ્તે ચાલવા લાગી, શરીરમાં રહેલા શૌર્ય જેવા ઉત્તમ ગુણો ગુણને ન જાણનાર વિના સર્વ નિષ્ફળ ગયા અને બળવાન કાળ વિપરીત સમએ ત્વરાથી આવતો દેખાય છે છતાં પણ હે પ્રાણી હજુએ તને ગોવિંદ નામ હૃદયમાંથી બહાર પડતું નથી કેવું આશ્ચર્ય ?



રાવણના દરબારમાંથી પાછો ગએલો અંગદ વાનર પતી સુગ્રિવને મળ્યો. અને ત્યાંથી સર્વે રામની પાસે ગયા. જ્યાં સીતા નહી આપવા માટે રાવણે કહેલા, છેલ્લાં શબ્દો રામને કહી સંભળાવ્યા. ને વળી ટુંકમાં એમ પણ કહ્યું કે "ન ભુતો ન ભવિષ્ય તે"

યુદ્ધ શિવાય સીતા કોઇ રીતે પણ મળે તેમ નથી. માટે અન્ય વિચાર ન કરતાં સત્વર રજા આપો, અને પછી જુવો કે અધર્મ માર્ગે વિચરતા દુષ્ટ રાક્ષસોને આપણું વાનર સૈન્ય કેટલી વારમાં પરાજય કરે છે, ને અનીતીનાં માઠાં પરિણામ કેવાં આવે છે, એ પણ લંકેશ ને સમજાય. તે ઉપરાંત જે લંકાનો સ્વામી શંકરની કૃપા વડે રાવણ થએલ છે, તેજ લંકાનો સ્વામી તમારા પ્રતાપે ભભિષણ થાય છે. તેથી સમજાય છે કે-અંતે "ધર્મેજય ને પાપે ક્ષય." થાય છેઃ—

હું જીવતો છું ત્યાં સુધી સીતા કોણ લઇ જનાર છે? આ વાકયો શ્રવણ કરી. લક્ષ્મણને ઘણોજ ક્રોધ ચઢયો, તેથી તેઓ બોલ્યા કે વડીલ બંધુ એ દુષ્ટ રાક્ષસને હું મ્હારા એકજ બાણ વડે નાશ કરિશ માટે કૃપા કરી આજ્ઞા આપો કે હું આ ભયંકર સૈન્ય સાથે જઇ શત્રુનાં શરીરનાં હજારો ટુકડા કરી. વિજયમાલ લઇ ઉભેલી લંકાની રાજ લક્ષ્મી ? તેને તમારી પાસે ઘસડી લાવુંછું.

લક્ષ્મણના મુખે આવા વચનો શ્રવણ કરતાં રામ બોલ્યા ભાઈ એટલી ઉતાવળ ન કર, કારણ કે રાવણને એજ વચનો કહેવાં ઘટે છે. વીર પુરૂષોએ કરેલી પ્રતિજ્ઞા પ્રાણાંન્ત પર્યંત સુધી પાળે છે, પરંતુ ભયથી ડરી જતા નથી, જે ભયથી ડરી જાય છે, તે વીર પુરૂષો નહીં, બલકે કાયર કહેવાય છે. માટેજ કહ્યું છે કે—

ખરેખર વીર પુરૂષ જે, કહીને નાજ તે ફરતા,
ખરેખર વીર પુરૂષ જે, ચઢી રણ ભુમિ ન ડરતા.

ખરેખર વીર પુરૂષ જે, વચન ને કાજ તે મરતાં,
ખરેખર વીર પુરૂષ જે, નહી તે શત્રુથી ડરતાં.

સંકટ સમયમાં પણ ધિર્યને ધારણ કરવી, અને સહસા કરવામાં અગ્રેસર થવું એ વીર પુરૂષોનું પ્રથમ લક્ષણ છે તે લક્ષણ આ રાવણમાં હોય; તેમાં શું આશ્ચર્ય ? તથાપી—

નાશ કરૂં સંગ્રામમાં, જો શિવ રક્ષક હોય,
બળી હોય કે નિર્બળી, જીવત બચે ન કોય.

રાક્ષસોનાં નાશ માટે કરેલી ભિષ્મ પ્રતીજ્ઞા, તે રાવણનાં મૃત્યુ પછી પૂર્ણ થશે માટે સુગ્રીવ, તમારૂં મોટું સૈન્ય લઇને જાઓ અને લંકાના ચારે દરવાજા રોકી યુધ્ધ શરૂ કરો. તેટલામાં હુ પણ આવું છું. વળી રાક્ષસોને નાશ કરવા અર્થેજ દેવતાઓએ નિર્માણ કરેલું બાણ જે આજ સુધી કોઇ દીવશે પણ મેં ધનુષ્યમાં ચઢાવ્યું નથી. તેથીજ એ દુષ્ટોને નાશ કરીશ ધર્મનો જય, અને અધર્મનો પરાજય કરી, ભકતોને નિર્ભય કરીશ.

હવે આપણે લંકા તરફ દ્રષ્ટિ કરીએ, જે વખતે રામ શસ્ત્રાદિક સજી યુધ્ધ માટે તૈયાર થતાં દેખાય છે, તે વખતે લંકાપતી રાવણ, સીતાને કઇ રીતે વસ કરવી, તેના ઉપાયો કરતો જણાય છે. તેથી સ્પષ્ટ થાય છે કે—

હૃદયમાં જેહને લાગી, કટારી પ્રેમની ભારી,
મૃત્યુને ભેટતા પણ જાણતો કે પ્રાણની પ્યારી.
થઇ આસકત તે સરપો, ગ્રહે છે દોરીઓ જાણી,
છતી આંખે થએલો અંધ જે કામાંન્ધ છે પ્રાણી,

લંકાને રામના સૈન્યે ઘેરો ઘાલ્યો છે, એમ જાણતો હોવા છતાં કામાંન્ધ રાવણ સીતાને પોતાને તાબે થવા—પ્રયત્ન કરતો દેખાય છે. તેથી સમજાય છે કે—કામાંન્ધ જીવોને ભુલાવી નાસ કરનારી તેની કામનાંજ હોય છે. અને તે કામનાં ને યોગેજ તેઓ વિકાલ કાળનાં મોંઢાંમાં સપડાઇ જાય છે; જેમકે—કલપિત જલની ઇચ્છા રાખનારો મૃગ આખરે વિનાશ પામે છે. મોહાન્ધ થએલા પતંગિયા આફ્રિડાજ દીવાની સમીપમાં ચાલીને જાય છે, ત્યારે રસિક ભમરો કમલનાં પુષ્પ પર દિવાનો બનતાં આખરે મૃત્યુને આધીન થાય છે. તેવીજ રીતે રાવણનું બન્યું. કેમકે, રામના જેવો પ્રબળ શત્રુ માથાપર ગરજતો હોવા છતાં રામ શું કરશે, મારી આગળ એ મનુષ્ય રામ શા વિસાતમાં છે, એવા અભીમાનનું પરિણુંામ છેવટ એ આવ્યું કે—લંકાના વિશાળ ગઢપર રામની ધ્વજા ફરફર ઉડતી દેખાઇ. રાવણનો પરાજય, અને રામનો વિજય. એ ફકત રાવણની મુર્ખતાથી થયું. તે કારણ પ્રત્યે લક્ષ આપતાં સ્પષ્ટ થાય છે કે શત્રુને નાહનો, અથવા, બળહીણ, સમજી જે તેને નાશ કરવાનાં ઉપાયો નથી કરતા. તેઓ છેવટ આવીજ દશાને પાત્ર થઇ દુશ્મનનાં હાથમાં સપડાય છે. માટેજ કહ્યું છે કે, રોગ અને શત્રુ એનો બનતે ઉપાયે નાશ કરવો, કારણ કે તે વૃધ્ધી પામતાં મોટો અનર્થ કરે છે.

સીતાની સમક્ષ કેટલાક રાક્ષસો સાથે ગએલો રાવણ આજે પોતાની ધારણા પાર પાડવી, અથવા સીતાને મારી મારી નાખવી, એવી ઇચ્છા પ્રકાસ કરવાં છેવટે બોલ્યો ? જાનકી મારી ઇચ્છા પૂર્ણ

કરતાં હુવે તું વિલંબ કરિશ. તો નિશ્ચય સમજજે કે–આજે તારો પ્રાણુ જશે, વળી જે રામનાં ઉપર તું આધાર રાખી બેઠી છે તે રામ ક્યારને મારા હાથથી માર્યો ગયો છે, નિશાની માટે જો! આ ત્હારા સ્વામીનું રણુસંગ્રામમાં કપાઇ ગયેલું મસ્તક! આટલું બોલી રામનાં મસ્તકનાં જેવુંજ મયાવી મસ્તક સીતાને બતાવ્યું. મસ્તક જોઇ વિચારમાં પડેલી સીતા. ધૈર્ય ધરી બોલી:—

શું આ ભુમ્મિ અધર્મથી, પેશી જશે મહિ તળે,
શું રવિ છોડી ટેક નિજ, ઉદય થશે અસ્તા ચળે,
શું તજી અરિનાં હુદય ખંડ, ખોતા નિહાલીશ કેસરી,
સંકટથી ડરિ કદલી, શું ફલ ધારશે પાછા ફરી.

કદી નહી, રામનો નાશ કરે, એવો ત્રણુ ભુવનમાં કોણુ છે? કામાન્ધ–હજી તું સતિયોનાં પ્રભાવ ને જાણુતો નથી, તેથીજ આવી મયાવી રચનાઓ એક પછી એક કર્યા કરે છે. પણુ સમજતો નથી. કે–જેમ સુર્ય પશ્ચિમમાં ઉદય થતો નથી. કદલી કપાય છે; પણુ ફળ આપતી નથી, તેમજ સતિયો મૃત્યુને હર્શથી ભેટે છે. પણુ અન્ય પુરૂષને સ્વપ્નામાં પણુ નમતી નથી. પ્રાણુ આપે છે. પણુ સતી ધર્મની રક્ષા કરે છે. તેજ ધર્મ તેને સંકટો સમયે બચાવે છે, ઉગારે છે. પછી જેમ પતંગયો દિવામાં પડી ખાખ થઇ જાય છે, તેમજ સતિયોને સતાવનાર પાંપી, અંતે માર્યો જાય છે, દુર થાય છે. તેમજ ત્હારૂં પણુ આવી બન્યું છે કારણુ કે પાપનો ઘડો સમય આવે આફેડાજ ફુટી જાય છે,

માટે જો. થોડીવાર પણ જીવવા ઇચ્છતો હોય, તો સત્વર અત્રેથી ચાલ્યો જા; નહીં તો નિશ્ચય સમજ જે કે—

ન હોએ નીર સરિતાનું નહી આ સિંધુ તો હલકે,
અરે મૃગ બાવરો થામાં ખરે આ ઝાંઝવા ઝલકે.
દેખાએ નીર નિરમલપણુ, ખરૂ નવ જાણજે પાણી,
ખચિત છે મૃગની ત્રષ્ણા, જસે તુજ જીવને તાણી.

ખરેખર તારો મરણ કાળજ સમીપમાં આવેલો છે; તે તારો અવશ્ય નાશ કરશે. કારણકે મૃત્યુ સમયે માણસને જેમ સનેપાત થાય છે તેમજ તને પણ વિષયનો રોગ લાગુ પડયો છે. તે મ્હારા બોધ રૂપી દવાથી શાન્ત નહી થાય, તેને તો પરાક્રમિ રામનો બાણજ શાંન્ત કરશે. તેથી એ પાપાત્મા જેટલો સમય જીવતો છે, તેટલા સમયમાં પ્રિયજનોથી મળી લે, ભેટી લે. વળી ત્હારા હ્રદયમાં નક્કી કરી લે કે—

પાડી વીંધ બાંબુ તણી ડાળિયોમાં,
રહેતો હતો મુર્ખ જે ઝાડિયોમાં
તે ન લતા ભુલથી જે ગૃહી છે,
તેમાં મૃત્યુ તુજ આવી રહી છે,

ને વળી—

અભાવ પ્રિયતમથી કરી, આભાવમાં બે ભવ નવ કરૂં,
સૌંદર્ય શિયલ સ્નેહ તજી, નવ અવરનું ચિન્તન કરૂં.
વિશ્વાસનો કરી નાશ ના, મનમાં ચહું વ્યભિચારને,
પ્રિયતમ તો પ્રાણ સમાન છે, ધિક્ક છે બધા આચારને.

આ સાંભળી રાવણના ક્રોધનો પારજ રહ્યો નહી, તે મ્હોટી ગરજના કરતો બોલ્યો બહાદુરો? કાપી નાખો, આ દુષ્ટાને–કારણ કે એ સીધી રીતે માને તેમ નથી. રાવણની આજ્ઞા મળતાં કેટલાએક રાક્ષસોએ સીતાનો સંહાર કરવા શસ્ત્રો ખેંચ્યા, તેટલામાં તો મોટો કોલાહલ થયો, અને રક્ત વરણ થએલા કેટલાક યોદ્ધાઓએ આવી રાવણને ખબર આપી કે સંગ્રામમાં કુંભકરણ, તથા મેઘનાદ, રામને હાથે માર્યા ગયા છે. હવે જે સમય જાય છે તેમાં વાનર સૈન્ય લંકામાં ધસ્તું આવે છે–આ હકીકત સાંભળી રાવણ ત્યાંથી ચાલતો થાય છે.



# મહિસુતા.

અન્યાયથી પ્રાપ્ત થએલું ધન ઘણા કાળ ચાલતું નથી. પણ જો તેને સાચવીને રાખશું તો આપણે બહુજ પુણ્ય કર્યું હશે તો દસ વર્ષ પર્યંત ચાલશે પણ અગિયારમે વર્ષે સમુલગુ નાશ પામે છે:—

"કોઇ વખત પૃથ્વીપર સુવે છે, તો કોઇ વખત પલંગપર પોઢે છે, કોઇ વખત શાક ખાઇ રહે છે, અને કોઇ વખત સુંદર ભોજન કરે છે; કોઇ વખત ફાટેલી તુટેલી ગોદડી ઓઢે છે, તો કોઇ વખત મનોહર સુંદર વસ્ત્ર ધારણ કરે છે, એવી રીતે કાર્યની ઇચ્છાવાળો વિવેકી પુરૂષ, ઉપર દર્શાવેલી રીતે સુખ અથવા દુ:ખને ગણતો નથી."

"મુખ કમળનાં પુષ્પ જેવું, વાણી ચંદનનાં જેવી શીતળ. અને રહદય ક્રોધ યુક્ત, એ ત્રણે ધુર્તનાં લક્ષણ છે."

## મહિસુતા.

"સરોવર ભરેલું હોય તથાપી કાગડો સ્ત્રીના મસ્તક ઉપર મુકેલું પાણી ભરેલું બ્હેડું તેમાંથી પાણી પીયે છે તેવીજ રીતે કામાંન્ધ પુરૂષો, પોતાનાં ઘરની સ્ત્રી સર્વ વાતે અનુકુળ હોવા છતાં પરાઇ સ્ત્રીથી લંપટ થાય છે."

"ધર્મને વિષે તત્પરપણું, મુખમાં મધુરતા, દાન દેવામાં ઉત્સાહ, ઇષ્ટ મિત્રની સાથે નિષ્કપટપણું, ગુરૂ જનો સાથે નમ્રતા ચિતને વિષે ગંભીરતા, આચાર વિચારમાં પવિત્રતા, ગુણમાં પ્રીતિ, શાસ્ત્રમાં જાણપણુ રૂપમાં સુંદરતા, અને શંકરની પરમ ભકિત, એટલા ગુણો શ્રેષ્ટ પુરૂષમાં સર્વદા વાસ કરે છે.

"કલ્પ વૃક્ષ કાષ્ટ છે, મેરૂ પર્વત અચળ છે, ચિંતામણી પાષાણ રૂપ છે, સુર્યનાં કિરણ અત્યંત ઉષ્ણ છે, ચંદ્રમાંનાં કિરણોનો ક્ષય થાય છે, સમુદ્ર ખારો છે, કામદેવ અંગરહિત છે, બળી રાજા દૈત્ય છે, અને કામધેનું પશુ છે, એ કારણથી હે રઘુપતિ! (રામચંદ્ર) આપની સાથે એની તુલના હું આપી શકતો નથી."



# રામ અને રાવણ.



અતિશે ભલો ન બરસવો, અતિશે ભલી ન ધુપ,
અતિશે ભલો ન બોલવો, અતિશે ભલી ન ચુપ.
અતિશે ભલો ન પુલવો, સાંજ સમય ઠરમાય.
અતિશે સમય વિના ઠરે, તે પાછો પસ્તાય.

સમય સમયની બલહારી છે. જે રાવણના ત્રાસથી ત્રૈલોકય ધ્રુજતો, અને દેવતાઓ પણ સુખે નિંદ્રા ન કરતા, તે રાવણ આજે રામથી પરાજ્ય પામી લંકાને, કુટુંબને- અને તમામ વૈભવને, છેલ્લા નમસ્કાર કરતો સમર ભુમ્મીમાં પડેલો દેખાય છે. જે રાવણનાં મુખમાંથા નિકળતા બોલોને ઉપાડી લેવા લાખો સેવકો સર્વદા તૈયારજ રહેતા હતા; તે રાવણ—અનાથની પેઠે પોતાનાં નાશ થએલા કુટુંબિયોનાં ભણી જોઈ નેત્રોદ્વારા અશ્રુઓ વરસાવતો, અને પશ્ચાતાપ કરતો દેખાય છે. એ પરથી સિદ્ધ થાય છે કે, **અતિશય વર્જિતા** અતિશે કરનાર આખર પસ્તાય છે.



**રા**મ અને રાવણનાં ચાલતાં યુદ્ધ સમયે પોતાની સામે ધનુષ્ય લઇ ઉભેલાં રામને જોઇ લંકાપતી રાવણ બોલ્યો. દશરથ પુત્ર રામ હવે તૈયાર થઇ જા ? અને મન સાથે નિશ્ચય કર કે—કૈલાસને એક હાથમાં

ઉપાડી લેનાર અને ક્રોધ દ્રષ્ટિ વડે ત્રૈલોક્યને ધ્રુજાવનાર, રાવણુની સાથે આજે યુદ્ધ કરવાનું છે! ખરદુષણુ, કે-ત્રિશરા નથી. વળી કબંધ, કે-વાલી નથી. પરંતુ તારા જેવા અસંખ્ય ચાંચડોને ચપટી માત્રથી ચોળી નાંખનાર બળવાન રાવણુ છે. તે તારા પર દયા લાવી તને કહે છે કે-હજુએ ત્હારી જીવવાની ઈચ્છા હોય તો સમર ભુમ્મી મુકી ચાલ્યો જા, નહી તો મારૂં એકજ બાણુ તારા તમામ સૈન્ય સાથે તારો પણુ નાશ કરવા શક્તીવાન છે—

રાવણુ-કેહેવા કરતાં કરી દેખાડવું એ સૌથી શ્રેષ્ટ ગણાય છે; કારણુ કે-કુતરાનાં ભસવા છતાં, રસ્તે ચાલનારા હાથીઓ જેમ ભય પામતા નથી, તેમ તારા આ ફક્ત બોલોજ સાંભળી અમે પાછા ફરી જઇએ તેવા નથી એ તારે નિશ્ચય સમજવું. વળી મૃત્યુ, એ તો દરેક પ્રાણીને માટે સરજાયલુંજ છે તો પછી ભય પામી સમરભુમીનો ત્યાગ કરવો તેથી શું અમર થઇ જવાય છે; નહિ, નહી. જે આવ્યું છે, તે જાય છે. વળી:—

આજ કાલ કે માસ, દિવસ દસ વીસ પચાશે,
જે આવ્યું તે જાય, અમર કોઇ નવ થાશે.
અગણિત દીઠા વીર, ચંદ્ર સુરજ પણુ ડુલ્યાં,
મૃત્યુ નદીમાં ભાન, દેહનું તો સહુ ભુલ્યાં;
રાય રંક કે ધનપતી, બ્રહ્માએ જેને કર્યાં,
મહાવીર અમર ન થયા પણ આખરે માર્યા ગયા--

તેથી હે રાવણુ! આ સંસારમાં અનેક પ્રયત્ન કરતાંએ કોઇ અમર થયો હોય, એવો મારા સાંભળવામાં અથવા જોવામાં આવ્યો

નથી. જેની ચઢતી હોય છે, તેનીજ પડતી થાય છે. જે જન્મે છે, તેજ મરે છે. જે ચઢે છે, તેજ પડે છે. એવો આ જગતૂનો સ્વભાવ છે, તો તારે પણ હવે નિશ્ચય સમજવું કે—

સદાએ નહીં, તાલમાં કમળ ફુલે,
સદાએ નહીં, ભમર તો ભાન ભુલે;
સદાએ નહીં, વિશ્વમાં કોઇ ઠગાતા,
સદા સિંહ ના, જાળની પાસ જાતા.

મનુષ્યનો જે સમય પ્રથમ વીતી જાય છે, તે પાછો મેળવી શકાતો નથી. જેમ બાલ્યાથી તરૂણ—અને તરૂણથી વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા પછી બાલ્ય વય મેળવી શકાતી નથી; તેવીજ રીતે તારો તે ચડતી કળાવાળો સમય વીતી ગયો. હવે પડતીનો વારો છે, એ તને સમજાતું નથી? તેનું કારણ--ફક્ત તને ઉત્પન્ન થએલો અભિમાન છે. તે અભિમાનને મૂકીને વિચાર, કર અને જીવવા ઇચ્છતો હોય તો હજુએ સીતા પાછી આપ, તોજ કલ્યાણ છે. નહીં તો નિશ્ચય સમજજે કે તારો નાશ કરનાર, તારી સામે ઉભેલા રામનો આ ભયંકર બાણ છે.

આ પ્રમાણે બોલતાં રામે શત્રુના સૈન્યમાં ત્રાસ વર્તાવી દેનારાં બાણો છોડવા શરૂ કર્યાં. બેઉ પક્ષથી બાણવૃષ્ટિ થવા લાગી. રાવણનાં પણ અસંખ્ય બાણો છુટયાં. પરસ્પર મોટું યુદ્ધ શરૂ થયું. રામ અને રાવણનું મહાન પરાક્રમ જોવા આકાશ માર્ગે દેવતાઓ પણ વિમાનમાં બેસી હાજર થયા. સૂર્યનાં કીરણો બાણોથી ઢંકાયાં અને દિવસ છતાં રાત્રી જણાવા લાગી. અસંખ્ય વાંનર ગણો અને

અસંખ્ય રાક્ષસો પૃથ્વીને શરણે થયા. રણ સંગ્રામમાં રક્ત સરિતા ઉભરાઇ આવી અને જ્યાં જોઇએ ત્યાં ભૂત પ્રેત સોણિત પાન કરતાં દ્રષ્ટિએ પડયાં. આ બધું શા માટે થયું ? ફકત સીતાને માટે ! રાવણ સીતાનું હરણ કરી ન લઇ ગયો હોત, તો આજે લાખો જીવોના વિના કારણે પ્રાણ જાતજ નહીં અને આવી દશા કદીએ થાત નહીં. પરંતુ વિનાશ કાળ સહુને ભૂલાવે છે, ફસાવે છે. જેમકે--

વિનાશ કાળ આવતાં, સહુ વિનાશ થાય છે,
વિચારીને જુવો વિનાશ, કાળમાં જણાય છે;
ન બુદ્ધિ કામ આવતી, ન દ્રવ્ય સાથ જાય છે,
વિનાશ કાળ આવતાં, સહૂ વિનાશ થાય છે.

સંગ્રામ.

ચઢી વીરો રણમાં, ધર્મનું યુદ્ધ કરતા,
તથાપી શંકાને, લેશ ના ચિત્ત ધરતા;
ઘણા અગ્ની બાણો, પ્રલયનું રૂપ ધરતા,
ડરી તેથી ભીરૂ, ના હૃદય શોક કરતા.

ઘણા બાણોમાંહે, સર્પનું રૂપ ભાસે,
અરે તેને જોઇ, યુદ્ધથી વીર નાસે;
ઘણા બાણોમાંથી, અગ્નિ કિરણો ઝરે છે,
અરે તેથી વીરો, યુદ્ધમાં તો મરે છે.

ઘણાં બાણો એવાં, રાક્ષસી કાર્ય કરતા,
અરે તેથી વીરો, ભૂમિમાં આવી પડતા;

ઘણા વીરો રણમાં, પર્વતા શસ્ત્ર ધરતા,
ખરે રણમાં આવી, પર્વતો ભૂમિ પડતા.
ઘણી નદીઓ વેહતી, રક્તથી તો તણાયે,
પડયાં માથાં તેમાં, કાચબા દ્રષ્ટિ આયે;
ઘડો તેમાં વેહતાં, ગ્રાહની ગરજ સારે,
વહે ખડકો તેમાં, મીનનું રૂપ ધારે.—

આવા ભયંકર યુધ્ધ સમયે રઘુવંશી રામનું બાણ રાવણની છાતીમાં વાગવાથી પુલસત્ય કુળમાં જન્મ લેનાર રાવણ રણ સંગ્રામમાં પડેલી હજારો લાશોની ઉપર ત્રુટી પડયો. લડાઇ બંધ થઇ, “રામનો જય” અને “રાવણનો પરાજય” થયો. દેવતાઓ રાવણના કેદખાનામાંથી મુક્ત થયા, વાંદરાઓ લંકામાં રામની આણ વર્તાવતા દ્રષ્ટિએ પડયા અને આખા નગરમાં હાહાકાર વર્તાઇ રહ્યા.

પરનારી પેની છુરી, મત હો લગાયો અંગ,
રાવણ કે દશ શિર ગયે, પરનારી કે સંગ.



# મહિસુતા.

"ત્રિલોકનાં અધિપતિ અને સારંગ નામના ધનુષ્યને ધારણ કરનારા એવા જે શ્રીકૃષ્ણ પુરણ પુરૂષોત્તમ તેમને પણ શબરનું બાણ વાગ્યું, અને જગતુને ઉત્પન્ન કરનારા એવા જે બ્રહ્મદેવ તેમનું પણ મસ્તક કપાઇ ગયું, તેમજ સુર્યને અને ચંદ્ર તેઓને પણ રાહુ પકડી લે છે, વળી અજન્મા ભગવાન્ એવા જે શંકર તે નિરંતર નગ્ન ફરે છે તે પરથી સ્પષ્ટ સમજાય છે કે પ્રારબ્ધના લેખો ભુંસી નાખવા કોઇપણ સમર્થ નથી."

અમૃતનાં ભંડારરૂપી ચંદ્રમાં, ઔષધિ માત્રનો અધિપતિ અમૃતમય શરીરવાળો, અને કાન્તિ યુકત છે; છતાં સૂર્ય મંડળને પ્રાપ્ત થઇને પ્રકાશ રહિત થઇ જાય છે, તેવીજ રીતે પારકા ઘરમાં પ્રવેશ કરનાર કોણ હલકાઇ પામતો નથી? યર્થાત્ સર્વ કોઇ પામે છે.

ધર્મ કોનું નામ? પ્રાણી માત્રપર દયા, સુખ કયું? જગતમાં કોઇ ઉપર રાગ દ્વેષ નહીં તે, સ્નેહ કોનું નામ? જે સદાકાળ સર્વ સાથે સદભાવથી રહે તે પાંડિત્યપણું કોનુ નામ? જે સારાસારને જાણે તે.

## મહિસુતા.

જેના ઘરમાં અથવા જે દેશમાં સ્ત્રીનું બળ (ચલણ) વધારે, બાળક અથવા અજ્ઞાન રાજા, વગર ભણેલો મંત્રી એટલે કારભારી અથવા દીવાન છે, તે સ્થળે ધનની આશા તો દુર રહી તથાપી જીવવાની આશાપણ દુર્લભ સમજવી.

નિવાસ ક્યાં કરવો? સજ્જન પુરૂષની પાસે અથવા કાશી ક્ષેત્રમાં, ત્યાગ કયા દેશને કરવો? જ્યાં ચાડીયાં વધારે વસ્તા હોય, અને રાજા લોભી હોય, તે દેશનો સત્વર ત્યાગ કરવો જોઇએ.

ક્રુરશું; સર્પનું હ્રુદય, ફરીને ક્રુર શું? સ્ત્રીયોનું હ્રુદય એ કરતાં પણ વધારે ક્રુર શું? પતી પુત્ર કે ધન વગરની સ્ત્રીનું હૃદય સર્પ કરતાં વધારે ક્રુર છે.



# ધર્મોજય.

ધનુ બાણ ને ખડગ ત્રિશુળ જોયા,
જેના થકી વીર રણ ભુમિ સોયા.
આ સસ્ત્ર આજે નજરે પડયો છે,
અબળા કરે ક્યાંથી આવી ચઢયો છે.

લાંબો ચંચળ વાંકી ગતી વાળો મણીથી શોભાતો મોટી ફણ વાળો કાળો સર્પ કરડે તો તે સારો, પરન્તુ સ્ત્રીનાં કટાક્ષરૂપી નેત્ર, સર્પ કરતાં પણ બહુજ ભયંકર છે. કારણ કે કાળો સર્પ કરડયો હોય તો તેનો ઉપાય કરનાર કોઇ ધર્મિષ્ટ પુરૂષ મળી આવે છે પરન્તુ જો સુંદર સ્ત્રીનાં નેત્રથી ઘવાયો હોય તો તેને મૃત્યુ સિવાય બીજો ઉપાયજ નથી હોતો માટે સુજ્ઞ જનોએ કટાક્ષરૂપી સસ્ત્ર ધારણ કરેલી અબળાઓથી સર્વદા દુરજ રેહેવું એજ સર્વોત્તમ શ્રેષ્ટ છે કારણ કે—





ણુ સંગ્રામમાં બાણુ વાગવાથી અચેતપણે પડેલા રાવણુની પાસે કેટલાએક યોદ્ધાઓ સાથે રામ ગયા અને રાવણુને જરા સાવધ થતો જોઇ રામ બોલ્યા. લંકેશ શા હાલ છે? તે પ્રથમનું અભિમાન, અને અભિમાનને ઉત્પન્ન કરનારી રાજલક્ષ્મી, વળી પાપ માર્ગે પરિવર્તન કરાવનારા દુષ્ટ સેવકો—એ સર્વે કયાં ગયા તે તને સમઝાય છે, નહી તો સાંભળ કે તેઓ પણુ અધર્મ રૂપી હોડીમાં ચઢેલા હોવાથી ધર્મ રૂપી સમુદ્રમાં ડુબી ગયા છે. નાશ થયા છે. તથાપી. આવા સમયમાં તને પુરૂષ વચનો કહી દુઃખ ઉપજાવવું ઠીક નથી જાણી તને કંઇ પુછવાની ઇચ્છા છે; તે એ કે તેં ઘણો કાળ રાજ્ય કરેલું હોવાથી કહે કે—ઉત્તમ રાજ્યનીતી કઇ કહેવાય છે?

આ પ્રમાણે રામનાં બોલો સાંભળી રાવણુને કંઇક હસવું આવ્યું, આખરે વિચાર કરી બોલ્યો. દયાસિંધુ, પરાજય સમયે પણુ શત્રુને માન આપવું એ તમારા સિવાય બીજો કોણુ કરી શકે, સ્વામી એમ ન જાણતા કે હું તમોને ઓળખતો નથી. પરંતુ આજે સંતકુમાર સમક્ષ કિધેલી લક્ષ્મીની પ્રતિજ્ઞા પુરણુ થાય છે અને તેને અનુસરી આ તમારો પરમ ભકત તમારા બાણુ વડે મૃત્યુ પામી આ યક્ષ પણુામાંથી મુકત થાય છે હવે મને ક્ષમા કરશો. થએલાં અપરાધો ભુલી જજો. વિશારી દેજો. કારણુ કે મેં જે કંઇ કર્યું છે, તે ફકત તમોને પ્રાપ્ત થવા અર્થેજ તે હેતુ આજે શિદ્ધ થયો છે. વળી તે કઇ રાજય નીતી છે, જે તમારાથી અજાણી હોય; તો પણુ જો મનેજ પુછવું હોય, તો સ્પષ્ટ જણાવું છું (એટલું બોલે છે એવામાં કેદખાનામાંથી

છુટેલો કાળ આવી ઉભો રહ્યો અને બોલ્યો ) કેમ એ અધમ, જોઇ મ્હારી સત્તા? એવીજ રીતે મેં લાખો પ્રાણીઓને ભુલાવી ગોથું ખવરાવ્યું છે. એટલુંજ નહીં પણ અભિમાનની ટોંચે ચઢેલા હજારો પ્રાણીઓને નીચે પછાડી, મારી દિવ્ય સત્તાનું દર્શન કરાવ્યું છે.

ક્યાં ગયા બાણુ જે શબ્દ થાતો ઘણો,
ક્યાં ગયા ભૂપ દિલીપ જેવા;
ક્યાં ગયો સહસ્ત્ર ભુજ, પરસુધર ક્યાં ગયો,
ક્યાં ગયા વીર સુધાનવ જેવા.
ક્યાં ગયા વાલિ બલિ ત્રણ પગ આપતાં,
ક્યાં ગયા ભુપ હરિશ્ચંદ્ર જેવા;
કહત મહાવીર જો તત્વ દ્રષ્ટિ વડે,
લઇ ગયો કાળ આ કાળ જેવા.

આ પ્રમાણે કાળનું બોલવું સાંભળી લંકાપતિ રાવણ બોલ્યો:- કેમ પ્રભુ? ઉત્તમ રાજ્યનીતિ સમજાઇ! નહીં તો સાંભળો. આ કાળને મેં મ્હારા કેદખાનાંમાં કેટલાક દિવસોથી કેદ કરેલો હતો અને આજે મારૂં, કાલે મારૂં, એમ વિચાર કરતાં આટલા દિવસો વીતી ગયા, છતાં પણ હું આ કાળને મારી શકયો નહીં. છેવટ પરિણામ એ આવ્યું કે આજે હું પોતેજ આ કાળને હાથે સપડાઇ નાશ પામું છું. વધુ શું કહું, પણ એ પરથી એ તો સ્પષ્ટ સમજાય છે કે—

કલ કરનો સો આજ કર, આજ કરે સો અબ,
અવસર બીતા જાત હૈ, ફેર કરેગો કબ?

આટલું કહેતાંજ રાવણનો પ્રાણવાયુ મંદ પડયો, દરેક ગાત્રો શિથીલ થયાં, નેત્રો મિંચાયાં અને છેલ્લા શબ્દો હા રામ-હા **સીતા** કહેતાં સ્વર્ગની વાટ લીધી. શરીર ચેષ્ટાથી રહિત થઇ પંચભુત ગતીને પામ્યો. તમામ વૈભવ સાથે લંકા એ વિભિક્ષણને હાથે ગઇ. મંદોદરી રામની આજ્ઞા મળતાં, વિભિક્ષણને વરી, અનેજયાં રાવણના અધર્મનો વિજયઘંટ વાગતો હતો, ત્યાં **રામનો ધર્મોજય**, અને પાપે ક્ષય, એવો વિજયઘોષ થયો.

હતી સુવર્ણ લંકા, કોટ સુવર્ણના હતા
હતી સુવર્ણ ભીંતો, રત્ન ઝગમગતા હતા;
હતા તેત્રીસ ક્રોડો, દેવ તો સેવ્ય કરતા,
ઘેરે ઘેરે પાણી; મેઘ આવીને ભરતા.
જેને ઘેરે અગ્નિ, નિત્ય પ્રદિપ્ત થાતી,
રિધ્ધી સિધ્ધી ઘર ઘર, નિત્ય ફેરાજ ખાતી;
એવો રાજા રાવણ, લંકનો જેહ સ્વામી,
તેને ત્યાગી લક્ષ્મી, અન્યને કેમ વામી.

હે **લક્ષ્મી**, રત્નાગર સરખો તારો પિતા, કમળને વિષે તારો નિવાસ, અમૃત સરખો તારો બંધુ, અને સર્વ દેવના દેવ એવા જે વિષ્ણુ ભગવાન તે તારા પતી છે. એવા ઉત્તમ કુળને વિષે તારો સંબંધ હોવા છતાં તારી મનોવૃતી સારંગનાં શીંગડાંની માફક છે, એ ચાલ તું કોની પાસે શીખી?

**લક્ષ્મીનો** ભરોશો શો આવે છે, ને જાય છે, કોઇને ત્યાં પણ સ્થિર પણે રહી હોય, એવું જોવામાં કે સાંભળવામાં આવ્યું નથી, જાણી

ન કરવાનું કામ કરવું, સગાસંબંધી સાથે વિરોધ કરવો, બળવાન સાથે વેર બાંધવો, અને સ્ત્રી જાત પર ભરોશો રાખવો, એ ચારે મૃત્યુનાં દ્વાર છે.

તે પછી કેટલીક વારે અસોક વાટિકામાં રહેલી સીતાને કેટલાક સેવકો સાથે વિભિક્ષણ લઈ આવ્યા અને રામની સમીપ હાજર કરી. તે વખતે સીતાએ પોતાનાં સતિત્વ વિષેની સમ્પુર્ણ ખાત્રી કરી આપવા અગ્નીમાં પ્રવેશ કર્યો, તે જોઈ સર્વ લોકો આશ્ચર્ય થયા ઉપરાંત સીતાનાં પવિત્ર ગુણોનાં વખાણ કરતાં અગ્નીદેવ પ્રગટ થયા, તેને પણ સીતાનાં સતીત્વ વિષેની સંપુર્ણ ખાત્રી આપી એટલે રામે સર્વ દેવતાઓ સમક્ષ સીતાનો સત્કાર કર્યો અને તે પછી વનવાસની અવધી સમાપ્ત થતાં ચૌદ વરસ વીતી ગયાં છે એમ જાણી, અયોધ્યા ભણી પુષ્પક વિમાનમાં બેસી રવાનાં થયા તે વખતે આકાશ માર્ગેથી રામ અને સીતાની ઉપર પુષ્પવૃષ્ટિ થઇ અને દરેક લોકો રામનો જય જયકાર કરવા લાગ્યા—

રામ અયોધ્યા ભણી ચાલ્યા, અને રામનો વિજયઘોશ કરતા વાનર સૈન્ય, સુગ્રિવની આજ્ઞા મળતાં અર્ણ્યમાં પ્રવેશ કીધો. લંકામાં પાછી શાંન્તિ પથરાઇ, અનીતી રૂપી નગ્રમાં નીતી રૂપી રસ્તો ફુટયો. અધર્મ રૂપી અંધકાર મટી ગયો, અને ધર્મ રૂપી સુર્યના પ્રકાશે આ આર્ય ભુમ્મી વિષે પોતાનાં તેજી કિરણો ફેંકયાં, તે જોઇ ઘુવડ રૂપી દુષ્ટો સંતાઈ જવા લાગ્યા અને ધર્મ રૂપી કમળો પાછા ખિલવા માંડયા, સત્યનો સ્વરાજ્ય પથરાયો, અને અસત્યનાં સ્થંભ ભાંગી પડયા. રાવણ ગયો તેની સાથે અધર્મ પણ ગયો. પાપ

રૂપી કોટો તુટ્યાં પરંન્તુ ધર્મ રૂપી કિલ્લાઓ તો જેવા ને તેવાજ રહ્યા." એવા ધર્મથી જે રહિત છે તે પછી ગમે તેવો બળવાન હોય તથાપી તેનો વિનાશ કાળ પાસેજ આવેલો સમજવો કારણ કે,—

ધર્મહિ સે શુભ કાજ સરે, અરૂ ધર્મહિ સે ઉત્તમ ગતિ આવે,
ધર્મહિ સે પદ ઇંદ્ર મિલે, અરૂ ધર્મહિ કો સનકાદિક ગાવે.
આય મિલે પ્રભુ ધર્મહિ સે, જેહિ ધર્મ કો ધ્યાન મુનીસ લગાવે,
કાહુ કહે મહાવીર તિન્હે, જહિ છોડ અધર્મ ન દુસર ભાવે.

પુષ્પક વિમાન અયોધ્યામાં પોંહચતાં આનંદનો ઉત્સાહ વરતાઇ રહ્યો, ભાઇ ભરથ, અને માતા કૈકયી, કૌશલ્યા, અને સુમિત્રા, એ સહુ રામના કુશળ સમાચાર પુછયા, વસિષ્ઠાદિક રાજયભકતોએ, તથા પ્રજાગણોએ અતીશે ઉત્સાહ પુર્વક રામને રાજ્યાભિષેક કર્યો, તે વખતે આકાશમાંથી દુદુંભીનો મધુર સ્વર સંભળાયો અને પુષ્પવૃષ્ટિ થઇ તે જોઇ પુરવાસીઓએ રામનું રાજય અખંડ તપો એવિ ગગનભેદક ગર્જના કરી, નગર પાછો સુખી થયો. પ્રજા આનંદમાં નિમગ્ન થઇ જતાં થોડા દિવસોમાં દસરથનાં મરણકાળને ભુલી ગઇ, અને જયાં જોઇએ ત્યાં આનંદ આનંદ ને આનંદજ વરતાઇ રહ્યો.

એ જગ હૈ જળ બિંદુ સમાન, રહે એ નહી કર કોટિ ઉપાઇ,
રાવણુ કુંભ ગએ જગસે, પર સોનેકી લંક ન સાથ સિધાઇ.
નાહિ રહ્યા બળિરાજ કો રાજ, ઔ નાહિ રહે હરિશ્ચંદ્રસે રાઇ,
કૌનસો જીવ અહૈ જગમેં, મહાવીર જીસે મૃત્યુ વ્યાપત નાહી.



# મહિસુતા.

ધર્મ, ભીમ, અને અર્જુન, આદી પાંચ પાંડુના પુત્રો, વળી આખી પૃથ્વીનાં રાજા, શરીરે પણ મહા બળિષ્ટ શુરા. સત્ય પ્રતિજ્ઞાને પાળનાર, અને સાક્ષાત નારાયણે રક્ષણ કરેલા એવા વીર પુરૂષો હોવા છતાં. તેવોને પણ દૈવગતી હારતરૂપી પાત્રમાં, કૃપણ પુરૂષોને ઘરે ભિક્ષા મંગાવી અત્યંત દુઃખી કર્યાં, તો અન્ય પુરૂષો શા વિશાતમાં.

ભગવાનની નાભીરૂપી જેની માતા, આખી સૃષ્ટિને ઉત્પન્ન કરનાર બ્રહ્મા જેવો મહા સમર્થ તો પુત્ર, વળી સરસ્વતી જેને નિરંતર હાથમાં ધારણ કરી રહેલી છે, તે ઉપરાંત આખા જગતનાં અંધકારને નાસ કરનાર જે સુર્ય દેવ તે જેનો મિત્ર છે, એવો જે કમળ, તે ચંદ્રમાંનાં કિરણથી ક્ષીણતાને પામે છે, માટે જ્યારે પુણ્યનો છેડો આવી જાય છે ત્યારે, રક્ષણ કરવાને કોઇ સ્હાય થતું નથી, માટે જે સમય આવ્યો તેને સહન કરવોજ અવશ્યનો છે.

# મહિસુતા.

આકાશનું ભૂષણ સુર્ય છે. કમળવનનુ ભૂષ ભ્રમર છે, વાણીનું ભૂષણ સત્ય છે. ઉત્મસમ્પત્તિનું ભૂષણ દાન અથવા ધર્મ છે. ગનનું ભૂષણ મંત્રિ છે, વસંત રૂતુનું ભૂષણ કામદેવ છે, સભાનુ ભૂષણ સમયોચિત વાણી છે, અને સર્વ ગુણનુ ભૂષણ નમ્રતા છે.

દીનને કંઇ પણ દ્રવ્ય અપાયું નહીં તો તે દ્રવ્ય શા કામનું, રાજ્ય સેવા કરી અને તે તરફથી આપણને કાંઇ ઉપકારનો યત્ન ન થાય તો તે રાજ્ય સેવા શા કામની, તેમજ મનુષ્ય જન્મ મળવા છતાં પરમાત્માને ઓળખ્યા નહી. અથવા ઓળખવાનો પ્રયત્ન પણ કર્યો નહીં તો તે મનુષ્ય દેહ શા કામનું.

વિદ્યા રૂપી તીર્થમાં પંડિત લોકો, સત્ય રૂપી તીર્થમાં સાધુ લોકો, ગંગાજીના તીર્થને વિષે મલીન મન વાળા, ધ્યાનરૂપી તીર્થમાં યોગીજનો, રણક્ષેત્ર રૂપી તીર્થ વિષે રાજા લોકો, દાન રૂપી તીર્થ વિષે ધનાઢય લોકો, અને લજ્જા રૂપી તીર્થને વિષે કુલવંતી સ્ત્રીઓ સ્નાન કરી પોતપોતાનાં પાતકોથી મુકત થયછે.



# શોક.

ન લંકા રહી હેમ નાં કોટ ટુટયા,
ચઢતી નાં બીજો પડતીમાં ફુટયાં.
રાવણ જેવો બળવાન યોદ્ધો,
ચાલ્યો ગયો લંકનો છોડિ હોદ્દો.

સ્વભાવથીજ ચંચલ એવી આ **સંપતી**, જ્યાં સુધી છે, ત્યાંજ સુધીમાં, સામાનો ઉપકાર કરવાનો અવસર છે, કારણ કે એક વખતે તો જરૂર પ્રાણી માત્રને વિપત્તીનો નિશ્ચય ઉદય થનાર છે, તો તે વખતે કોઇનો ઉપકાર કરી શકાશે કે કેમ તે **સમજી** શકાતું નથી. માટે **સુજ્ઞ** જનોએ બની શકે તેટલું ચાલતા ચલણ સમયે **પરમાર્થ** કરી લેવું એજ મનુષ્ય જન્મની શ્રેષ્ટતાનું સાધન છે. કારણ કે સમય વ્યતિત થતાં કંઇ પણ કરી શકાતું નથી:—

"ઉજડ ખેડાં ફરી વસે, નિર્ધનીયાં ધન હોય;
ગયાં જોબન નહીં સાંપડે મુવાં ન આવે કોય."

માટે હે મંદોદરી, શોકને મુકી શાંન્ત થા અને વિચાર દ્રષ્ટિએ જો કે આ સંસારમાં સુખ દુઃખ એ ચક્રનાં પૈડાંની માફક ફર્યા કરે છે, તેને અનુસરી કોઇ રાજા થાય છે તો કોઇ રંક થાય છે. કોઇ જન્મે છે, તો કોઇ મરે છે,

તેમા શોક શો ! અને હર્ષ શો ! કારણ કે જે જન્મે છે તે મરવાને માટેજ છે. એઓ આ માયાવી જગતનો સ્વભાવજ છે. કાળ બળવાન છે, તેની ગતિને રોકી શકે એવો આ સૃષ્ટિમાં કોઇજ નથી, તો પછી તારો પતિ તે કયાંથીજ હોય. રાવણ ગયો તેજ રસ્તે સહુને જવું છે, ભેદ માત્ર એટલોજ કે કોઇ આજે ને કોઇ કાલે, કોઇ ભલાઇ કરતો જાય છે, ત્યારે કોઇ બુરાઇને સાથે લઇ જાય છે, દુનિયાં એ એક બજાર છે, તેમાં જન્મ લેનારાઓ, ખરીદદાર છે. બજારમાં દરેક વસ્તુઓ પાપ અને પુન્ય રૂપે રહેલી છે, ત્યાં જેને યોગ્ય લાગે છે તે ખરીદ કરી જ્યાંથી આવે છે, ત્યાં પાછો ચાલ્યો જાય છે. જાણી વૃથા શોક કરવો મુકી દે. વળી મારી આજ્ઞાથી લંકાનો રાજા વિભિક્ષણ થયેલો છે, તેને તારા પતિ તરીકે કબુલ કરી સુખી થા એજ સર્વોત્તમ શ્રેષ્ટ છે:--

રામનાં મુખમાંથી નિકળેલા આ વચનો શ્રવણ કરી મંદોદરીને કંઇક શાન્તિ થઇ, તથાપી તેજ ક્ષણે રાવણની યાદ આવતાં તે પાછી કલ્પાંત કરવા લાગી. અને રડતાં રડતાં બોલી, કુબેરનાં કનિષ્ઠ બંધુ, હે મહાબાહુ, એક સમયે તમને જોઇ રણસંગ્રામમાં ઇંદ્ર પણ શંકા પામી સમર ભુમીનો ત્યાગ કરી ચાલ્યો જતો હતો, એટલુંજ નહી પણ દેવ, દાનવ, અને દૈત્યો પણ જેનાં ભયથી થરથર ધ્રુજતા હતા. તે બળ, તે પુરૂષાર્થ, આજે કયાં ગયું, વળી જે મનુષ્યને તમે બિલકુલ ગણકારતાંજ ન હતા, તેવા મનુષ્યને હાથેજ હણાઇ રણસંગ્રામમાં પડયા, એ શું કહેવાય? તમે તો ત્રણે લોકને વશ કરો તેવા હતા; સમૃદ્ધિવાન, બળવાન, અને અત્યંત પરાક્રમી હોવા છતાં. આ વનવન અને વગડામાં રખડનારા રામને હાથે હણાયા, એ શું કહેવાય ? ખરે-

ખર સ્વામી જ્યારથી જનસ્થાનમાં વસ્તા ચાદ હજાર રાક્ષસોને અથવા તેનાં રક્ષણ કરનારા, ખર, અને દુષણનો તેમણે નાસ કર્યો, ત્યારથીજ હું તો સમજી હતી કે–એ મહાત્મા રામ તે મનુષ્ય નથી પણ દેવાધી દેવ છે. એમ જાણીનેજ તમોને તેની સાથે વેર નહિ કરવા અનેક પ્રકારે સમજાવ્યું હતું, છતાં તમોએ તે વિષે લક્ષજ આપ્યું નહી, વળી દેવતાઓ પણ જ્યાં પ્રવેશ ન કરી શકે એવી–આ લંકાનગરીમાં, હનુંમાને પ્રવેશ કરી, મોટો અનર્થ મચાવી દીધો, ત્યારથીજ મેં જાણ્યું હતું કે–હવે કંઇ સારૂં પરિણામ આવશે નહી. (અર્થાત આખા રાક્ષસ વંશનો કાળ બહુજ વિપરીત આવશે) સ્વામી, ખરેખર રાક્ષસ વંશનાં વિનાશ અર્થેજ અકસમાત તમોને સીતામાં કામ ઉત્પન્ન થયો, અને હે દુર્મતી, તમે અરૂંધતી અને રોહિણીથી પણ વધારે પતીવૃતા અને તેઓએ માન્ય કરેલી સીતાનાં ઉપર બળાત્કાર કર્યો, એથીજ વિપરીત થયું છે, પૃથ્વી જેવી ક્ષમાંવાન, લક્ષ્મી કરતાં પણ વધારે લક્ષ્મીવાન, અને સ્વ. સ્વામીમાંજ અનુંરક્ત લાવણ્યની શાક્ષાત મુર્તી, એવી શ્રેષ્ટ સીતાને આપે કપટથી હરણ કરી લાવી, આખા વંશનો ક્ષય કર્યો છે. હે સ્વામી, ખરેખર તમોએ સીતા સમાગમની વૃથાજ ઇચ્છા કરી, કારણ કે તેને લીધે તમને સીતાનાં સતીત્વ રૂપી અગ્નીમાં બળી ખાખ થઇ જવાનો સમય પાસે આવ્યો. વળી તમો સીતાનાં હરણ સમયે જે બળ્યા નહી, તેનું કારણ કે–પાપનો ક્ષય સમય કાળેજ થાય છે, તેમાં શુભ કર્મ કરનારને શુભ, અને પાપ કર્મ કરનારને પાપનું ફળ, તેનાં પાપેજ મળે છે. સ્વામી, સીતા કરતાં વધારે શાંદર્યવાન સ્રીયો અંતઃપુરમાં હોવા છતાં, તમોને સીતાજ શ્રેષ્ટ લાગી, એ શું કહેવાય? મારા કરતાં

અધિક રૂપવાળી તો રહી, પરંન્તુ મારા જેવી પણ રૂપવાળી સીતા ન હોવા છતાં, તમારૂં હૃદય ભાવીએ ભુલાવી (મૃત્યુ રૂપી) સીતાને આધીન કરી દીધું કેવી વિપરીત દશા, કે–તમોએ હાથે કરીને (મૃત્યુ રૂપી) સીતાને જનસ્થાનમાંથી લઇ આવી લંકામાં આશરો આપ્યો. ખરેખર સ્વામી–જનકપુત્રી સીતા હવે શોકથી રહિત થઇ પ્રસન્ન હૃદયે રામની સાથે વિહાર કરસે; ત્યારે અલ્પ પુણ્ય વાળી હું તમારા મરણથી વિરહ અગ્નીમાં પડી ઝુરી ઝુરીને મરણ પામીશ.

અતુલ્ય સમૃદ્ધિવાળી અને નાંનાં પ્રકારનાં આભુશણોંથી સોભતી હું, પુષ્પક વિમાનમાં બેસી તમારી સાથે કૈલાશ જેવા ઉત્તમ સ્થળોમાં વિહાર કરતી, તે–આજે હે સ્વામી, તમારો વધ થવાથી વિધવા થએલી હું દરેક સુખોથી નષ્ટ થઇ પડેલી છું. માટે ધિક્કાર છે, એવા ચપળ રાજ્ય ભોગોને, કે–જેમાં ભુલાઇ, અભિમાનને વસ થએલોઆ તમારો આત્મા, તે તમને મુકી ક્યારનો ચાલ્યો ગયો, તથાપી રામનાં બાણો વાગવાથી કપાયલાં તમારાં દસ મસ્તકો, કે જેની ઉપર એક સમયે રત્નથી જડેલા મુગટો મુકવામાં આવતા હતા, તે આજે રક્ત વર્ણ થઇ પૃથ્વીમાં પડી, વાનરાઓનાં પગોની ઠોકરો ખાય છે.

સ્વામી–મારી આવી દશા એક સમયે આવશે, એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહતો. કારણ કે–દાનવોનો રાજા–જે મયદાનવ તે મારો પિતા છે, રાક્ષસોનો રાજા રાવણ તે મારો પતી છે, અને ઇંદ્રને જીતનાર જે ઇંદ્રજીત તે મારો પુત્ર હોવા છતાં, આજે મારી આ દશા થઇ? તેથી સ્પષ્ટ થાય છે કે–સંસારમાં સમય બળવાન છે,

પરંન્તુ પુરૂષ બળવાન નથી. સ્વામી-તમને રામે માર્યા એ શું સત્ય છે, કે સ્વપ્ન છે. કારણ કે તમો તો કાળનાં પણ કાળ હતા, તો કાળને કેમ વસ થયા? વળી હે સ્વામી, પતીવૃતા સ્રીનાં આંસું અનર્થ શિવાય કદીએ પૃથ્વીમાં પડતાં નથી, એ વાત સત્ય છે. પ્રથમ તો તમે ત્રૈલોકયમાં વિજય કરનાર, કોઇથી ન ડરનાર હતા, છતાં એ રામથી ભય પામી સીતાને ચોરીથી હરણ કરી લાવ્યા, તે દીવસથીજ મેં તો જાણ્યું હતું કે-તમારૂં કંઇ અનિષ્ટ થનાર છે, જાણીનેજ મેં તમોને બોધ કર્યો હતો, તથાપી તમોએ તે નહી માનતાં, આખરે આ દશાને પામ્યા.

આવી રીતે વિલાપ કરતી મંદોદરી રણસંગ્રામમાં જઇ, પોતાનાં પતીનાં કપાયલાં મસ્તકને લઇ બહુ બહુ આક્રંદ કરવા લાગી. હાહાકાર મચી રહ્યો; આખા નગરમાં રડાકુટ ચાલી રહી, એક સીતાને માટે અસંખ્ય સ્રીયો રંડાણી, લાખો જીવો મુવા, અને તેનો ગ્રહણ કરનાર રાવણ, પોતાનાં તમામ વંસ સાથે મૃત્યુ લોકમાંથી નષ્ટ થઇ જમ લોકમાં ચાલ્યો ગયો.

આ સંસારમાં જે ચઢતી પડતીનાં ભયંકર બનાવો બને છે, તેનો વિષય ફકત ત્રણુજ વસ્તુમાં જોવામાં આવે છે. તેમાં મુખ્ય બે વસ્તુ છે. જેને કનક અને કાન્તા કહે છે. મનુષ્ય માત્રને ભુલાવનાર એ બેજ વસ્તુ છે. આ બેજ વસ્તુને અનુસરી આ પૃથ્વી, અનેકો વાર વીરોથી ખાલી થઇ ગઇ છે. અસંખ્ય જીવોનાં પ્રાણ આ બેજ વસ્તુઓ માટે ગયા છે, અને હજુએ જાય છે. છતાં પણ મનુષ્યો તેનેજ ગ્રહણ કરવા તલપી રહ્યાં છે, એ શું થોડું આશ્ચર્ય?

**कृतेच रेणुका कृत्या, त्रेतायां जानकी तथा।**
**द्वापरे द्रौपदी कृत्या, कलौकृत्या गृहे गृहेः॥**

સતયુગમાં રેણુકાને માટે, ત્રેતાયુગમાં જાનકી જે સીતા તેને માટે, દ્વાપરમાં દ્રૌપદીને માટે, અને કળીયુગમાં તો ઘરે ઘરે સ્ત્રીયોને માટેજ કલેશ વર્તાઇ રહ્યો છે. માટે જ્યાં જોઇએ ત્યાં અશાંન્તિને ઉપજાવનાર જો કોઇ વસ્તુ બ્રહ્માએ ઉત્પન્ન કરી હોય, તો ફક્ત કનક અને કાન્તા છે. તેનો પરિત્યાગ કરવો, એજ ખરા સુખનો માર્ગ છે.



સુજ્ઞ વાંચક? રાવણ મુઓ, એમ જાણીનેજ સંતોશ નાં માનીશ. પરન્તુ ઉપલા કાવ્યો વિશે તારી તિક્ષણ બુદ્ધિને દોડાવ? પછી આસ્તે આસ્તે મારા રહૃદય રૂપી ઉદગારોમાં, ઉંડો ઉતર? અને વિચાર કર કે-તારે શું કરવાનું છે. જે પુરૂષોનું તેં વર્ણન સાંભળ્યું; તેનાં કરતાં એક તલમાત્ર પણ તારૂં બળ નથી, તારી સત્તા નથી, તારૂં સામર્થ્ય નથી, યથાર્થ, તે પુરૂષો આગળ તું કંઇજ નથી; છતાં પણ તું એમ કહેવા માંગે છે, કે-મ્હારા જેવો કોઇજ નથી? વિચાર કર, કે-તારે તો એકજ માથું છે, પરન્તુ પુર્વે દસ મસ્તકો વાળાઓ પણ હતા, તે પણ આખરે બળવાન કાળને હાથે માર્યા ગયા, જ્યાંથી આવ્યા હતા, ત્યાં ચાલ્યા ગયા. તારે પણ ત્યાંજ જાવું છે, માતા, પિતા, ભગની, કે-પ્રિય પત્નિ, એ જેમ તારા પુર્વજોની સાથે જઇ શક્યા. નથી. તેમ તારી સાથે પણ નહી જશે; દ્રવ્યનો ભરૂસો

ફ઼ોકટનો કરે છે; કારણ કે સુવર્ણની લંકાવાળો રાવણ પણ તેમાંથી કંઇજ લઇ ગયો નથી, તો પછી તારી શું વિસાત છે? તેથી અભીમાનને મુકી હૃદયને શાન્ત કર અને વિચાર કર કે. તું અત્રે શા માટે આવ્યો છે. તારૂં કર્તવ્ય શું છે? તારે અત્રે આવી શું કરવાનું છે? જ્યારે એ વાતોનું તું સ્મરણ કરીશ, ત્યારે આફેડુંજ તારૂં અભીમાન દુર થઇ જશે અને અભીમાન દુર થયા પછી તારૂં હૃદય શુદ્ધ થશે. જે વડેજ તું ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરી, અંતે પરમ પદને પામીશ—એજ મારો લખવાનો હેતુ છે. દાખલા તરીકે રામ અને રાવણનો ઇતિહાસ છે, જ્યારે તું એટલું સમજીશ ત્યારે હું સમજીશ કે મારો લખવાનો હેતુ સિધ્ધ થયો છે--

રામ નામ લીધું નહીં, દ્રવ્ય દાન દીધું નહીં,
હરી રસ પીધું નહીં, જેણે આવી જગમાં.
પર કાજ કીધું નહીં, લ્હાવો કંઇ લીધો નહીં,
આવ્યો તેવો ચાલ્યો ગયો, લઇ શું આ જગમાં.
નર, તન, પામી કરી, કરી ન ભલાઇ જેણે,
બાવળનું વૃક્ષ જેમ, ઉભુ વ્યર્થ વનમાં.
કામ નહીં આવ્યો વ્યર્થ, વયેસ ગુમાવ્યો,
કહે **મહાવીર**, ધિક્ક ધિક્ક એવા નર તનમાં.



# મહિસુતા.

જે પુરૂષને સીતાપતી શ્રી રામચંદ્રના ચરણુ કમળમાં પ્રીતી નથી, જેની જીહ્વા ગૌતમરૂષીની પત્નિને તારનારા, શ્રી રામચંદ્રનાં ગુણ ગાતી નથી. અને જેનાં કાનો સર્વ ગુણુ યુકત એવા શ્રી રામચંદ્રનાં ગુણો શ્રવણુ કરવા ભાગ્યશાળી થતા નથી. એવા પુરૂષોને સર્વદા ધિક્કાર છે! ધિક્કાર છે!! ધિક્કાર છે!!!

જેમ "શરદ ઋતુમાં વર્ષાદ ગાજે છે પણ વરસતો નથી, પરંતુ વર્ષા ઋતુમાં ગર્જતો નથી છતાં મેઘ વૃષ્ટિ થાય છે, તેમજ નીચ માણસો ઘણી વાતો કરે છે પરંતુ તેનાથી કંઈ પણ થઇ શકતું નથી, અને સજ્જન મનુષ્યો મુખથી બોલતા નથી તથાપી ધારેલું કામ પાર પાડે છે."

નઠારા બળદો રાખવા કરતાં ગૌશાળા ખાલી રાખવી તે શ્રેષ્ઠ, કુલીન સ્ત્રી હોવા છતાં આપણી સાથે વિનયથી ન વર્તે તો તેનાં કરતાં વંધ્યા સ્ત્રી શ્રેષ્ઠ, તેમજ અવિવેકી રાજાની રાજ્યધાનીમાં રહેવા કરતાં, જંગલમાં રેહવું તે શ્રેષ્ઠ, અને અધમ પુરૂષો સાથે સોબત કરવા કરતાં પ્રાણનો ત્યાગ કરવો એ વધુ શ્રેષ્ઠ છે.

# મહિસુતા.

પોતાનાં સ્વહસ્તે અથવા આપસત્તાથી મેળવેલું તે ઉત્તમ ધન, પિતા થકી મળેલું તે મધ્યમ ધન, ભાઇ થકી મળેલુ તે કનિષ્ટ ધન, અને સ્ત્રી થકી મળેલું અથવા તો સસુર તરફથી પ્રાપ્ત થએલો દ્રવ્ય, તે અધમમાં અધમ ધન કહેવાય છે—"

ફળ વગરનાં વૃક્ષોનો પક્ષીયો ત્યાગ કરે છે, પાણી વિનાનાં સરોવરને સારસ પક્ષી, દ્રવ્યહીણ પુરૂષોને ગુણિકા, પદથી ભ્રષ્ટ થએલા રાજાને મંત્રી, સત્વથી નાશ થએલા પુષ્પને ભ્રમર, તથા બળીને ભષ્મ થઇ ગએલા વનને મૃગાઓ, ત્યાગ કરે છે માટે આ સંસારમાં કોઇ કોઇનું સગુ નથી સર્વ સ્વાર્થનાં સગા છે.—

એક જણનો ત્યાગ કરવાથી કુળ બચતું હોય, તો એકને તજવો. વળી એકાદ કુળનો ત્યાગ કરવાથી ગામ ઉગરતું હોય, તો તે કુળને તજવું, ગામ તજવાથી દેશ બચતો હોય, યા તેનું કલ્યાણ થતું હોય, તો ભલે ગામ તજવું, અને આત્માનાં કલ્યાણ અર્થે આખી પૃથ્વીને તજવી પડે તોપણ ત્યાગ કરવો જોઇએ,—



# ખંડ બીજો.



## પ્રભાત.

ભયો ભાનું પ્રકાસ જબે નભમાં, તબ શિતલ ચંદ્ર છુપાય ગયો;
વહે શિતલ મંદ બયાર જહાં, રતનાગર શોક ભુલાય ગયો.
લહરે ઉઠતી ઉદધિ ઉછલે, શશિ બાહર બીચ છુપાય ગયો;
રજની ભાગી તમ દુર ગયો, સબ હર્ષિત પુર્ણ પ્રભાત ભયો.–૧

કમળો ફુલ્યાં ભમરો ભુલ્યા, મુખ કમલનીકો મુરઝાય ગયો;
ખિલતી કલિયો હસ્તી હસ્તી, રવિ દેખકે ઘુવડ લપાય ગયો.
કહિં દાદુર મોર ચકોર કરે રવ, કોકિલ કંઠ સુભાય ગયો,–૨
વનવેલી સબે ઝુકઝુક કહે, સખી દેખ તું પુર્ણ પ્રભાત ભયો.

હળવાહ ચલે હળ કાંધે ધરી, પનહારી ચલી ભરકે ગગરી,
લય બચ્છ સબે આનંદ ભરી, ગૌંવે સગડી બનકો ડગરી;
પહો ફાટ જબે નભ લાલ ભયો, તમ દુર ગયો રવિ આય ગયો,
એક બાલકો તાત બતાય રહ્યો, સુત દેખ એ પુર્ણ પ્રભાત ભયો.–૩

ખિલિ કલી ગઇ ખરિ પુષ્પ ગયે, બહુ વાસ કે બિન્દુ સુકાય ગયે,
સબ સજ્જન જન આનંદ ભયે,. તબ કપટી ચોર લુકાય ગયે;
તમ દુર ગયો શ્રમ દુર ગયો, ભ્રમ દુર ગયો શશિ દુર ગયો,
મહાવીર હૃદય આનંદ ભયો, જબ દીખ–કે પુર્ણ પ્રભાત ભયો.–૪



રાત્રી અને સૂર્ય વચ્ચે ચાલતા યુદ્ધ પ્રસંગે તમ-રૂપી સૈન્યનો પરાજય થતાં, નિરાશ થયેલી રાત્રી, પોતાનાં સૈન્ય 'અંધકાર' સાથે પલાયન કરવા લાગી. વિજય પ્રાપ્ત થયો, જાણી, સૂર્યનાં અસંખ્ય કિરણોરૂપી યોદ્ધાઓ પોતાના સ્વામી સાથે ઉદયાચળ પર્વત ઉપર ઘનઘોર ગર્જના કરતા દેખાયા. અને આસ્તે આસ્તે જાણે, સર્વાત્ર, પોતાની સત્તાનું દિવ્ય દર્શન કરાવતા હોય, તેમ પર્વતોના, શ્રૃંગો, પરથી પૃથ્વી પર ઉતરવા લાગ્યા. પછી જોત જોતામાં, પોતાની સત્તાનું સ્વરાજ્ય, આખા ભૂમંડળમાં પ્રસરાવી દીધું. તે જોઇ હર્ષ-મય વદને જાગૃત થએલા વિદ્યાધરો, નાગો, યક્ષો, અને ગંધર્વો, જાણે બંદી જનોની ગરજ સારતા હોય તેમ, સૂર્યના ગુણોનું ગાન કરવા લાગ્યા.

ચઢતી અને પડતી સંસારમાં થતીજ આવે છે જાણી નિરાશ થએલી રાત્રી, પોતાનાં નેત્રો દ્વારા વહેતા (ઝાકળરૂપી) અશ્રુઓથી ભૂમંડલને ભીજાવતી નિસ્તેજ થઇ ચાલવા લાગી. તે જોઇ ઘુવડ પક્ષીઓ, ચોરો, અને દુષ્ટ જનો, જાણે પ્રિય જનોનો શોક કરતા હોય તેમ ખુણે ખોંચરે ભરાઇ જવા લાગ્યા. ઘડીકમાં હર્ષ, અને ઘડીકમાં

શોક એ સંસારનો સ્વભાવજ છે જાણી ઉદાસમય વદને, રાત્રીએજ આનંદ માનનારા જાંબુક ગણો, મોટે સાદે રૂદન કરવા લાગ્યા, તથા વસ્તીને છેલ્લા પ્રણામ કરી પૃથ્વીની અંદર બનાવેલી પોતાની ગુફાઓમાં પાછા ભરાઇ જવા લાગ્યા.

ત્રીજો પહોર સમાપ્ત થતાં ચોથો પહોર બેઠો, એટલે રાજયદ્વારે તથા દેવાલયે લટકાવેલા ઘંટાઓમાં અનુચરો મોગરીઓના પ્રહારો કરવા લાગ્યા. તે સાંભળી જાગ્રત થએલા ઠિખીકારો પોત પોતાના બળદીયા અને ખનિકયંત્રો લઇ શીમાડા ભણી પ્રયાણ કરવા લાગ્યા. પંથિકો નિંદ્રા મૂકી દંતધાવન કરીને પંથ કાપવાની તૈયારી કરવા લાગ્યા, ઉદ્યોગી ઉદ્યોગ, અને બાળકો પ્રભાત થયો જાણી પોતાનો અભ્યાસ પૂર્ણ કરવા લાગ્યા, ભકત જનો સ્વમુખે પ્રભાતિયાં લલકારવા લાગ્યા, સમાધિસ્ત થએલા યોગીઓ કૌશ્ય અને કોપીન વસ્ત્રો ધારણ કરી પ્રભાત સમયે નીકળતા ધુવાડાવાળી નદિયો પ્રત્યે સ્નાન કરવા જાવા લાગ્યા. પક્ષિઓ જાગ્રત થતાં એક ઝાડ પરથી બીજા ઝાડ પર બેસવા લાગ્યા તેથી સમજાયું કે ઘંટાના નાદે આ સમસ્ત જીવોનાં શરીરમાં રહેલા આળસરૂપી શત્રુનો નાશ કરી નિર્ભયપણે વિચરવા સુચના કરી હોય એવો ભાસ થયો.

રાત્રીએ છાના રહેલા પણ સવાર થયું જાણી મોટા શોરવાળા કુકડાઓ ગામની ગલીએ ગલીએ અને શેરીએ શેરીએ બોલવા લાગ્યા. તે જાણે નિંદ્રાવશ થએલા તમામ પુરવાસીઓના કાનોને જાગ્રત કરી કહેતા હોય કે—હે નિદ્રાવશ થયેલા જીવો ઉઠો ઉઠો !

અને જુઓ કે જ્યાં પૂર્વે ઘોર અંધકાર હતો, ત્યાં પૂર્ણ પ્રકાશ થઇ રહ્યો છે. માટે આ પ્રકાશમાન રાજાને અનુસરી દેશકાળની રૂઢી પ્રમાણે પરિવર્તન કરો અને પ્રકાશમાન સૂર્યનાં ગુણ ગાઓ. કારણ કે દેશ કાળની ઉન્નતિ કરનાર જે રાજા હોય; તેનેજ અનુસરીને ચાલવું એ પ્રજાગણોનો ધર્મ છે. જે એ ધર્મને અનુસરતા નથી તે પરિણામે દુ:ખ પામે છે અને તે દુ:ખોને યોગેજ જ્યાં ત્યાં ઘુવડ પક્ષિઓની પેઠે સંતાતા ફરે છે, પણ શાન્તિને ધારી શકતા નથી.

જેમ મદોન્મસ્ત હાથી—કેટલોક સમય શાન્ત રહ્યા પછી પોતાની ગતીને વધારે, તેમ વાયુ પોતાનું પ્રચંડરૂપ ધારણ કરી શિતળતાને વધારો વાવા લાગ્યો. તેથી મનુષ્યો અને સમસ્ત જીવો ટાઢથી થરથર કંપવા લાગ્યાં. નદીયોએ પોતાનો વેગ વધાર્યો, કમળ પુષ્પો પ્રફુલિત થવા લાગ્યાં અને તેઓની અંદર બિડાયલા ભમરાઓ રજોવાળા શરીરે ઉડી જવા લાગ્યા અને ગનગનાટ કરી સરોવરોને ગજાવી દેવા લાગ્યાં. વળી રાત્રીએ પડેલા ઝાકળનાં બિન્દુએ કરીને અરણ્ય તથા ગામોના સુંદર બગીચાઓમાં પથરાયલી પુષ્પમાલિકાઓ તથા વનસ્પતીનાં પાંદડાંઓ પણ ઝાકળથી કરીને સર્વત્ર ભિજાયલા દેખાવા લાગ્યાં. કમલનીઓએ પાંખડીરૂપી વસ્ત્રોથી પોતાનું મોઢું સંતાડી રડવા લાગી, તો કમળો પ્રફુલિત થઇ હસવા લાગ્યાં. સૂર્યના પ્રકાશથી આનંદ પામી ચક્રવાક વાટ જોઇ બેસી રહેલી પોતાની પ્રિયતમાને મળ્યો અને પરસ્પર પ્રેમાશ્રુ લાવી પોતાના આશ્રમ વિષે ચાલ્યાં ગયાં. કિષીકારો પોતાનાં ખનિક યંત્રો તથા બળદિયા લઇ સીમાં

ભણી પ્રયાણુ કરવા લાગ્યા. પંથીઓ ત્વરાથી પંથ કાપવા લાગ્યા અને ગાયો તૃણુ તથા જળનું પાન કરવા માટે ગામડાઓથી અરણ્ય ભણી ચાલવા લાગી. આવા સુશોભિત સમયમાં સરયુનાં પવિત્ર જળથી સ્નાન કરી કેટલીક યુવતીઓયુક્ત ચંદ્ર સમાન મુખ વાળી એક તરૂણુ યુવતી સુશોભિત ઘરમાં શિવની પુજામાં લીન થએલી એક વૃધ્ધ સ્રીને પોતાના હાથમાં લિધેલો પુષ્પનો હાર પહેરાવી પુજા કરતી દેખાય છે.

માતા, હું આપને વંદન કરૂં છું.

પુત્રી, સૌભાગ્યવતી રહે. તારા સ્વામીની તારા પર સર્વદા સમ્પુર્ણ પ્રીતિ રહે, સતીઓમાં તું સૌથી અગ્ર ભાગે પૂજાય. આ સિવાય તને હું શું વરદાન આપું? કારણુ કે આખા ત્રૈલોકનો સ્વામી જે મારો પુત્ર રામ તે તારો ભર્થાર થવાથી ત્રણુ ભૂવનની રાજરાણી તો તું થઇ ચુકી. હવે શું બાકી છે? જેની તને ઇચ્છા હોય, તથાપી હે બાલા, તારા ઉદરમાંથી ઉત્પન્ન થનાર બાળક આ સૃષ્ટિનો ચક્રવર્તી રાજા થાય; ઉપરાન્ત પોતાના બળવાન બાહુબળોથી ત્રૈલોકયને કંપાવી અભીમાનીઓનાં માનનું ખંડન કરી આ રઘુવંશનો સ્વામી થાય.

આટલું બોલી તે વૃદ્ધ સ્રી કૌશલ્યાજી પાછાં પુજામાં લીન થયાં અને સીતાજી પોતાની સખીયો સાથે પોતાનાં રંગમેહલ ભણી ચાલતાં થયાં.

આવી પ્રભાત સમયની સુંદર રચનાઓનું અવલોકન કરતા રામ જાગ્રત થયા. અને છડીદારને બોલાવી કહ્યું કે હુમણાં ને હમણાંજ જઇ લક્ષ્મણુ તથા ભાઇ ભરતને મારી પાસે તેડી લાવો.

આવી આજ્ઞા થતાં દ્વારપાલ તુર્ત, તેઓને લઇ આવી, રામચંદ્ર સમક્ષ હાજર કર્યા, તે જોઇ જેનું મોઢું વિચારે કરીને ફીકું પડી ગયેલું હતું એવા રામચંદ્ર. લક્ષમણ તરફ જોઇને બોલ્યા; ભાઇ,—જાનકીને માટે પ્રજા વર્ગમાં શંકાઓ ઉત્પન્ન થાય છે, તે શંકાઓમાંથી પ્રજાને મુકત કરવા મારે આખરે સીતાનો ત્યાગ કરવો પડશે. ખરેખર—રાજ્ય કેટલી બધી પીડા રૂપ છે કે જેને અનુસરી પવિત્ર સીતાને આજે ભયંકર દુ:ખમાં નાખી દેવાની ફરજ પડે છે. કારણ કે જે વખતે રાજ્યભાર, મસ્તક પર ધારણ કર્યો તે વખતે પ્રતિજ્ઞા લીધી છે, કે પ્રજાહિતને માટે કરી જાનકીનો પણ ત્યાગ કરીશ તે સમય આજે પ્રાપ્ત થયો છે. પ્રિય સીતા, હવે હું તારો નથી, હે અરણ્યવાસ સહચરી? અંતે પણ આપણો વિયોગ થશે; રે-દુષ્ટ રામ, ચંદન જાણીને જે તને વળગેલી છે, તેને તું ઝેરનાં ફળ આપે છે? રે,-સીતા, તું શુદ્ધ છે, પાપ રહિત છો, છતાં હું, દુષ્ટ-ન હોત, તો-તારો ત્યાગ કેમ કરત!

સીતાનાં સતિત્વ વિષે મુને સમ્પુર્ણ ખાત્રી છે, માટેજ મારૂં હૃદય તેનો ત્યાગ કરવા, ના પાડે છે. પરંતુ રાજ્યસત્તા ધારણ કરેલી હોવાથી પ્રજાનાં હિત માટે અને શિર પર આવેલી અપકીર્તિ દુર કરવા માટે છેવટ સીતાનો ત્યાગ કરવોજ પડશે માટે હે ભાઇ--લક્ષ્મણ! હમણાંજ તું સુમંત્ર સારથીને કહીને એક રથ તૈયાર કરાવ; અને જનકપુત્રી સીતાને તેમાં બેસારી મારા દેશની સીમાની બહાર મુકી આવ. ગંગાને સામે તીરે તમસાના પ્રદેશમાં, મહાત્મા વાલ્મીકી મુનીનો દિવ્ય આશ્રમ છે, હે રઘુનંદન? તે એકાંત પ્રદેશમાં સીતાને મુકી તું શિઘ્ર અત્રે પાછો આવજે. આ મારૂં વચન તારે માન્ય

કરવુંજ પડશે. સીતાના પરિત્યાગ વિષે તમારે મને કંઇ પણ કેહવુંજ નહીં. કારણ કે તે કેહવું હવે હું માની શકીશ નહીં. માટે જો તમે મારી આજ્ઞામાં રહેતા હો, તો આ મારૂં વચન માન્ય કરો. અને સીતાને લઇ સત્વર તમસા નદીની પેલી બાજુ અરણ્યમાં મુકી આવ્યા આવો. આટલું કહેતાં કહેતાં રામનાં નેત્રોથી અશ્રુઓનો પ્રવાહ ઉભરાઇ નિકળ્યો. અને ત્રણે જણાં બહુ વિકળ થઇ ગયા. આખરે નિરઉપાયે રામની આજ્ઞા પ્રમાણે કરવુંજ જોઇએ, જાણી લક્ષ્મણ ત્યાંથી શોકાતુર હૃદયે સીતાના વિલાસ ભુવન પ્રત્યે ચાલતા થયા.

દેવી, હું વંદન કરૂં છું.

"કલ્યાણ." સુજ્ઞ દિયરજી, શા માટે આવવું થયું? તમારા વડીલ બંધુ કુશળ તો છે? વળી તમારી માતા અથવા મારાં જે અપર સાસુ કૌશલ્યા તે તો કુશળ છે? રાજ્ય સહુ નિર્વિઘ્નપણે ચાલે છે? કોઇ શત્રુનો તો ભય નથી?

"નથી." ત્યારે તો સત્વર કહો કે, તમને શું થાય છે? કયો એવો તમારો શત્રુ ઉત્પન્ન થયો છે કે જેને તમારા ક્રોધરૂપી અગ્નિમાં પતંગીયાંની પેઠે બળી જવાની ઇચ્છા થાય છે? કોનું મૃત્યુ પાસે આવ્યું છે? કેમ બોલતા નથી? શું તમારા વડીલ બંધુ તરફથી તમારૂં અપમાન થયું છે? તેવું તો બનેજ નહીં કારણ કે કામ, ક્રોધ, લોભ મોહ, એ સર્વેને જીતનારા જીતેંદ્રિય એવા જે રામ તે કદી પણ અનુચિત રેજ નહીં–તે તો અશક્યજ છે. તો પછી તમારી આંખોમાંથી આંસુઓ કેમ વહેતાં જાય છે? આશ્ચર્ય! લંકામાં

શક્તિના ઘાતથી પણ જે નેત્રોમાં અશ્રુઓ આવ્યા ન હતાં, તે નેત્રો આજે જળથી પૂર્ણ દેખાય છે. તેથી સ્પષ્ટ થાય છે કે વીર પુરૂષો પોતાનાં દુ:ખને તો ગણકારતા નથી; પરંતુ પારકાનું દુઃખ જોઇ તેઓનું હૃદય ભરાઇ આવી છેવટ દુ:ખી થાય છે. ત્યારે કહો કે કયા દુ:ખીને સુખી કરવા વિચાર છે? અથવા કયો એવો દૈત્ય હજુ જીવતો રહી ગયો છે જે રંકોને દુઃખી કરનારનું ખપ્પર હજુ પુરૂં ભરાયું નથી—બલ્કે અધુરૂં દેખાય છે? માટેજ તેને પૂર્ણ કરવા તમારાં ક્રોધચક્ષુ રક્તવર્ણ થયેલાં ઉતાવળાં થાય છે? ખરેજ, તેવું પણ કંઇજ દેખાતું નથી ત્યારે કહો મ્હારા જે શિરછત્ર રામ તેને મ્હારા માટે કંઇ હુકમ તો કર્યો નથી? મ્હારાથી તેઓનો કંઇ અપરાધ તો થયો નથી કે જેને અનુસરી તેઓને કંઇ દુઃખ થયું હોય, તેઓ ક્રોધે ભરાયા હોય. ખરેખર જો તેમજ હોય તો ધિક્કાર છે મુને અને મારા કર્મોને કે જેને અનુસરી પ્રભુ સમાન અમારા સ્વામીને કલેશ થાય, તેથી તો મૃત્યુજ સારૂં છે. પરન્તુ પતિને અસંતોષ ઉપજાવી દુ:ખી કરનારી નારીને આ સંસારમાં રહેવું લેશમાત્ર પણ યોગ્ય નથી. કારણ કે—

ધન્ય જગ તેજ છે ભામાં, પતિ જેને વખાણે છે,
સફળ અવતાર છે તેનો, પતિ જે દેવ માને છે;
જગતમાં ધન્ય તે નારી, સદા શુભ કર્મ કરનારી,
પતિ શેવા હૃદયની બીચમાં, જે નિત્ય ધરનારી.

તેથી સત્વર પ્રકાશ કરો, શંકાને દુર કરો અને નિશ્ચય કરો કે આ સીતા પતીઆજ્ઞા વિમુખ કદિએ સ્વર્ગની પણ ઇચ્છા નહિંજ

કરશે પરંતુ જો સ્વામી સુખીજ થતા હોય તો આ અયોધ્યા કરતાં પર્વતોની અંધારી ગુફાઓ મ્હને જે સુખ આપશે, તે સુખ સ્વર્ગમાં પણ નહીંજ હોય. વળી જે સ્ત્રી પતિ વિમુખ રહી સુખી થવા અભીલાષા કરે છે; તે સ્ત્રી સુખી થવાને બદલે ભયંકર દુ:ખમાં આવી પડે છે. એમ જાણીનેજ સતીઓએ સતી ધર્મનેજ શ્રેષ્ટ ગણ્યો છે. વળી—

દેવનો દેવ છે સ્વામી, સતી સેવે સદા જેને,
ભલે હો અંધ કે લુલો, નથી અભાવ તો તેને;
સતી પણ તેજ નારી છે, એક કુળ તારનારી છે,
દુ:ખી નિજ કંથના મનને, સદા હસાવનારી છે.

આ સાંભળી લક્ષ્મણનું હૃદય ભરાઇ આવ્યું અને તેઓ રડતા રડતા બોલ્યા: માતુશ્રી, શું કહું ? કહેવાને જીભ નથી ઉપડતી, તથાપી કહ્યા વગર ચાલે તેમ નથી, જાણી અપરાધ ક્ષમા કરશો. વળી મન સાથે નિશ્ચય કરશો કે આજે ને આજે તમારે વનલીલા જોવા જવાનું છે; એવી આજ્ઞા અમારા વડિલ બંધુ રામના તરફથી કરવામાં આવી છે. આ સાંભળી સીતાજીને બહુજ હર્ષ થયો. તેઓ બોલ્યાં:—લક્ષ્મણ, આ વાતમાં શોક કરવો ઘટીત નથી. કારણ કે રૂષિઓના આશ્રમો જોવા, તેઓને અન્ન, વસ્ત્ર પુરાં પાડવાં અને નિર્મળ ધારાવાળી નદીઓના પ્રવાહને નિરખવા મ્હારો ઘણા દિવસનો વિચાર હતો તે તમારા બંધુએ પૂર્ણ કર્યો છે. તેમાં શોક કરવાનું કંઇએ કારણ મ્હને જોવામાં આવતું નથી. માટે ત્વરાથી રથ તૈયાર કરી લઇ આવો. તેટલામાં હું મુનિઓની સાધવી સ્ત્રીઓ

માટે સુંદર સુંદર વસ્ત્રો, સૌભાગ્યદર્શક ચુડીઓ, અને કપાળમાં લગાડવાનું કેસરયુક્ત ચંદન, એ સર્વ સામગ્રી તૈયાર કરૂં છું.

આ સાંભળી લક્ષ્મણ રથ તૈયાર કરવા સીતાના રંગ મહેલથી બહાર નિકળ્યા. પરંતુ મન સાથે કહેતા જતા હતા કે હજુ આ ભોળી સીતાને એવી ખબર નથી કે રામે મ્હારો સદાયને માટે ત્યાગ કર્યો છે. જ્યારે એવો સમય જોશે ત્યારે કોણુ જાણે શુંએ કહેશે. ખરેખર, બહુજ ખોટું થયું. રામના હૃદયમાં આવી બુદ્ધિએ કેમ પ્રવેશ કર્યો? તે કંઇ પણ સમજી શકાતું નથી. સીતાના જેવી સતીને માટે શંકા? ખરેખર—આ દુર્બુદ્ધિ દૈવ--તારી ગતિનો પણ પાર નથી.

वैद्या वदन्ति कफपित मरुद्विकारान्
ज्योतिर्विदो ग्रहगतिं परिवर्तयन्ति
भूताभिषंग इतिभूतविदोवदन्ति
प्रारब्धकर्म बलवन्मुनयो वदन्ति.





# સતી ધર્મ.

પરાર્થ માટે નદિયો વહે છે,
પરાર્થ માટે ફળ વૃક્ષ દે છે.
પરાર્થ માટે જળ મેઘ આપે,
પરાર્થ માટેજ શરીર આ છે—*



સીતા (જાગ્રત થઇને) અરે પણ આ શું ? લક્ષ્મણ કેમ દૃષ્ટિએ પડતા નથી, રથ કયાં? અશ્વ કયાં? અયોધ્યા કયાં? અને હું કયાં? અત્રે તો ઘોર અરણ્ય સીવાય કંઇએ દૃષ્ટિએ પડતું નથી. વન

---

૧ પૂર્વે શિંગલ દ્વિપમાં આવેલા સુવર્ણ પૂરમાં **અર્થસેન** નામે રાજા રાજ્ય કરતોહતો. તેણે બહુજ દ્રવ્ય ખરચી એક સુંદર સરોવર બંધાવ્યું. પરંતુ તેમાં પાણી નીકળ્યું નહીં, ત્યારે વિદ્વાનોને ભેગા કરી તેનું કારણ પુછતાં તેઓ બોલ્યા, કે-હે રાજા, આ સરોવરમાં જો નર પશુનું બળીદાન આપવામાં આવશે. તો જરૂર પાણી નિકળશે,--વિદ્વાનોના મોઢેથી નીકળતા બોલો. આ પ્રમાણે શ્રવણ કરતાં, રાજાએ અસંખ્ય રૂપિયા આપી, સેવકોને રવાના કર્યા અને તેવા માણસને ગમે ત્યાંથી લઇ આવવા આજ્ઞા કરી. આખર તેઓ ફરતાં ફરતા, કૌસકી નદીનાં તટ

પશુઓ તે સર્વ મુને ઘેરીને બેઠેલા છે; તે જાણે મ્હારૂં રક્ષણ કરતા હોય તેવા દેખાય છે. કોકિલાઓ મધુર કંઠે અલ્લાપ કરતી, જાણે મુને ધૈર્ય દેતી હોય તેવી દેખાય છે, આકાશ માર્ગે એકાએક ઘેરાઇ આવેલી વાદળીઓ સુર્યનાં ભયંકર તાપથી મ્હારા પર છાયા કરી મુંને શાન્તિ આપતી હોય તેવી દેખાય છે, લતા મંડપો, તે સર્વ વાયુએ કરીને મંદ મંદ ઝુલ્યા કરે છે, તે જાણે મુને દિલાસો દેતાં હોય, અને કહેતાં હોએ, કે તું ગભરામાં કારણ કે રાજ્ય મેહલોથી વિશેષ સુખ તને મારી શરણે થવાથી થશે, મૃગલાઓ પણ ઘાસ ખાતાં ખાતાં મ્હારા તરફ જોયા કરે છે, તે જાણે અયોધ્યાનાં પ્રિયજનોની ગરજ સારતાં હોય, તેવાં દેખાય છે. ખરેખર-આ સર્વ સુંદર રચનાઓ ગમે તેવા દુઃખી ને સુખી કરે તેવી હોવા છતાં મ્હારૂં હૃદય જરા પણ શાન્ત થતું નથી. કારણ કે સ્વામીએ પરિત્યાગ કરેલી એવી જે હું-તે હવે સ્વર્ગમાં પણ જીવવાની ઇચ્છા રાખતી નથી કારણ કે સતી ધર્મને અનુસરીને ચાલનારી સતીનો પતીજ પરમાત્મા ગણ્યા છે, તે જ્યારે પરિ-

---

ઉપર પર્ણકુટી બાંધી રહેલા **સુર્યદત્ત**ના આશ્રમ પાસે આવી પ્હોંચ્યા, જ્યાં તેણે નાહનાં નાહનાં દસ બાળકોને રમતા જોયાં; તે જોઇ સેવકોએ કહ્યું, ભાઇ તમો કોનાં પુત્ર છો, તમારા પિતાનું શું નામ છે? તે ઉપરાંત તેઓ આ આશ્રમમાં કેમ દૃષ્ટિએ પડતાં નથી? તમારા અંગો બહુ દુર્બળ છે, વળી તમો સર્વે બહુ દુઃખી હો તેવા દેખાવ છો, તેનું કારણ શું—?

આ પ્રમાણે સાંભળી તેમાંથી એક છોકરો-કે-જેનું નામ **જ્ઞાનદત્ત** હતું તે બોલ્યો-ભાઇ આ અસાર સંસારમાં કોણ સુખી છે? મને તો લાગે છે કે—સર્વ દુઃખથીજ યુક્ત છે. સુખ એ એક પ્રકારની હવા છે, તે આવી તો આવી, ન આવી તો ન આવી, તેનો ભરોસો શો કરવો, ત્યારે જે વસ્તુ અસંભવિત હોય, તેને પ્રાપ્ત કરવા પ્રયત્ન

ત્યાગ કરે, ત્યારે હવે જીવીને કયા સુખની ઇચ્છા રાખવી. માટે હે સૃષ્ટિ સૌંદર્યનાં સુંદર દેખાવો, તમો જ્યાં મ્હારા પ્રાણેશ્વર રામ હોય ત્યાંજ ઉદય પામો. તેનીજ સમક્ષ રહો, તેનેજ સુખી કરો. કારણ કે, તેનાં સુખ વડે મને સ્વર્ગમાં પણ સુખજ મળશે, હું જ્યાં હોઇશ ત્યાં સુખીજ રહીશ. મને ગમે તે સંકટો આવે, પરંન્તુ પ્રાણેશ; રામ સુખમાંજ રહો. અહો વનદેવી અહો વન દેવતાઓ, તમો મ્હારા સ્વામીનું રક્ષણ કરો. અહો હૃદયને આલ્હાદિત કરનારી રૂતુઓ તમે અયોધ્યામાં જઇ વિસ્તાર પામો, કે જેથી મ્હારા પ્રાણેશ રામનાં હૃદયમાં આનંદ થાય. વળી હે મૃત્યુ દેવી હવે તું તૈયાર થા, અને મ્હારૂં બાકી રહેલું આયુષ્ય, હું મારા સ્વામીને અર્પણ કરી, તુને આજ્ઞા કરૂં છું કે-મને ગ્રહણ કર.

આકાશવાણી—

સતી ધર્મ ધર સીતા, ભાગ્ય તાહરૂં ફળશે,
અવધિ વીતતાં અવધનાથ ત્હને એજ જગામાં મળશે.

---

કરી, વિશેષ દુઃખી થાઉં તેનાં કરતાં પૂર્વનીજ હાલતમાં રહેવું, એ શું ખોટું છે? સુખ સ્વપ્નાનાં ધન જેવું છે, જેમકે આંખ ખુલતાં તેનાંથી ધનપતી થવાતું નથી, જાણી-હે ભાઇ, અમે દુખનેજ વધુ પસંદ કરીએ છીએ--આ બોલો સાંભળી રાજ્ય સેવકોને બહુજ આશ્ચર્ય લાગ્યું. તેટલામાં ભિક્ષા અર્થે ગએલો તેનો પિતા સુર્ખદત્ત પણ આવી પોંહચ્યો. આ લોભીયા બ્રાહ્મણને જોઇ, રાજ્ય સેવકોએ કહ્યું, કે-તારા આ દસ છોકરાઓમાંથી એકાદ છોકરો. અમોને બળીદાન કરવા માટે વેચવો હોય, તો તું કહે તેટલા રૂપિયા અમે તને આપિએ.-આ સાંભળી સુર્ખદત્તનાં વિચારો ફેરવાયા અને દરેક છોકરાઓને ભેગા કરી પોતાનો અઘટીત

અરે આ શું ? આકાશમાંથી દેવતાઓ પ્રાણનો પરિત્યાગ કરતાં અટકાવે છે ! ત્યારે હવે શું કરવું, કયાં જવું, કયાં રહેવું ? અત્રે તો કોઇ રસ્તો બતાવનાર પણ નથી, કોને પુછું ! કોણ કેહસે ! કોણ બતાવશે ! થોડીવાર પહેલાં જે આખી પૃથ્વિની રાજ રાણી હતી, તે એક ક્ષણમાં ભીખારણથી ભ્રષ્ટ, જંગલની ભટકનારી યોગિણીનાં જેવી ? માટે હે કર્મગતી ! તું કેવી બળવાન છે, કારણ કે પીતાને ત્યાં હજારો દાસદાસી યુકત શ્રેષ્ટ ભુપતી અને પતીરામ પૃથ્વી પતી છતાં મ્હારા ઉપર કેવી આપતી ? માટે ખરૂંજ છે કે—

વૃથા ભુલે અજ્ઞાન, કર્મ ગતિ બળવાન;
કર્મ કરે તે કોઇ કરે નાં, મૂર્ખ કરે અભીમાન.

એટલું બોલતાં બોલતાં નિરાશ થયેલી સીતા મુર્છા ખાઇ પડી. તેટલામાં વિણાના મધુર અવાજ સાથે મળી ગયેલું પ્રભુનાં ચરિત્ર રૂપી મધુરૂં ગાયન સંભળાયું. તે સાંભળતાંજ સીતાજી ચમકયાં,

---

વિચાર દરસાવ્યો. પરંતુ મરવા માટે કોની ઇચ્છા થાય ગમે તેવાં સંકટ હોય, ગમે તેવું દુઃખ હોય તોપણ જીવનાસર્વને પ્રિય હોય છે. તેનો ત્યાગ કરવો, એ કંઇ જેવી તેવી વાત ન હતી. આવો બનાવ જોઈ **સુર્ખદત્ત** નિરાશ થવા લાગ્યો, તે જોઇ તેનો નાહનો છોકરો કે જેનું નામ જ્ઞાનદત હતું તે બોલ્યો પિતાજી- નિરાશ ન થશો. આ શરીર તમારા થકિજ ઉત્પન્ન થયેલું છે. તે તમનેજ કામ આવે છે. એથી વિશેષ શું જોઇએ. માટે જો તમારા દુખો દુર થતા હોય, તો ભલે હું મરવાને તઇયાર છુ. કારણકે-"**પરાર્થ માટેજ શરીર આ છે.**" ને વળી **અનિત્યાની શરિરાણી** શરીર સાથે દરેક વસ્તુઓ અનિત્ય છે તો પછી, તેને **નિત્ય** કરી લેવા કોની ઈચ્છા ન થાય ? આ પ્રમાણે કેહનો **જ્ઞાનદત** પોતાનાં પિતાને દરિદ્રથી મુકત કરવા, એક લાખ સવર્ણ મોહરો અપાવી પોતે રાજ્ય સેવકો

ઉઠયાં, ચારે બાજુ દ્રષ્ટિ કરી તેવામાં આકાશ માર્ગેથી, હરીગુણ ગાતા નારદ આવતા દેખાયા. તે જોઇને સીતાને કંઇક ધીરજ આવી અને તેણે સમીપમાં આવેલા નારદને હાથ જોડી કહ્યું: બ્રહ્મદેવ, હું આપને પ્રણામ કરૂં છું.

સતી, ધન્ય છે! તને ત્હારૂં કલ્યાણ થાઓ. વળી જગતપતિ જે તારા સ્વામી, તે તને મળો-પ્રાપ્ત થાવ, એવો મારો આશિ-ર્વાદ છે. કારણ કે તારા સતિત્વના પ્રભાવે આખા ત્રૈલોકયના દેવતાઓ નિર્ભય થઇ, પોત પોતાના આશ્રમોને વિષે સુખે કરીને વિશ્રામ કરી રહેલા છે. સતીઓ તારા નામને લઇ પ્રાત:કાળને વિષે આનંદ માને છે. તારૂં ચરિત્ર કથન કરવાને યોગ્ય છે. તારૂં નામ રટણ કરવા યોગ્ય છે. અજ્ઞાની મનુષ્ય તને અયોધ્યાની રાજરાણી જાણે છે; પરન્તુ દેવતાઓ તો તને આ રૂપમાં પણ સ્વર્ગ વિષે વિષ્ણુની સાથે રહેનારી લક્ષ્મીજ માને છે. યમરાજનાં બંધને બંધા-યેલો પ્રાણી જો મૃત્યુ સમયે પણ એક વાર ત્હારા નામનો ઉચ્ચાર કરે અથવા તો **સીતારામ** એટલું કહે તો—તેને જમદુતો છોડી ચાલ્યા

---

સાથે ચાલતો થયો—કેટલાક દિવસે રાજા સમક્ષ બ્રહ્મ પુત્ર આવતાં રાજા **અર્થસેને** કહયું, બ્રહ્મ પુત્ર તારૂં નામ શું છે? કંઇજ નથી. હું પણ કંઇજ નથી નામપણ કંઇજ નથી. તેમજ આ સૃષ્ટિ માત્રની દેખાતી અદ્ભુત રચનાઓ પણ કંઇજ નથી. રાજા જે તું જોય છે, તે પણ કંઇજ નથી, તું જે ભોગ કરે છે, તે પણ કંઇજ નથી, વિચાર દૃષ્ટિએ જોતાં આ સર્વ બ્રહ્માંડ પણ કંઇજ નથી, છતાં પણ લોકો તે ઉપર મોટો આધાર બાંધી બેઠા છે, એજ આશ્ચાર્ય છે--વળી હે રાજા—આ સંસાર કેવળ સ્વાર્થી છે. જ્યાં જોઈએ. ત્યાં સ્વાર્થનુંજ **વિજય ઘોસ** થાય છે, તેવા સ્વાર્થ ની પાસે સ્નેહ એ નિરમાલ્ય જણાય છે. પિતા પુત્રને, ભાઈ-ભાઇને અને જેને નવ

જાય છે એવો તારા નામનો અદ્‌ભુત પ્રભાવ છે. છતાં પણ તું આવી રીતે મોહ પામે એ ઠીક નથી જાણી દેવતાઓએ મને ત્હારી પાસે મોકલાવી શાન્ત થવા માટે વિનંતિ કરી છે. માટે—

હૃદય ધૈર્ય ધર સીતા, સુખ દુઃખ સ્વપ્ન સમાન;
કાયા કાચી કુંભ સમી છે, વૃથ કરે અભીમાન.

**બ્રહ્મદેવ**—ભલે તમારી ઇચ્છા પ્રમાણે થાઓ. હું હવે મારૂં બાકીનું આયુષ્ય પૂરૂં કરી સ્વામીનાં દર્શન કરીનેજ પ્રાણનો ત્યાગ કરી સ્વર્ગ વિષે આવીશ. વળી હે તપોધન, તમોએ મ્હારા પૂર્વ જન્મનું સ્મરણ કરાવ્યું તે કંઇ હું ભુલી ન ગઇ હતી. તથાપી સંસારમાં રહેનારી સ્ત્રીઓએ સંસારની રીતી રિવાજ મુજબ ચાલવું એજ સર્વોત્તમ શ્રેષ્ટ છે.

---

મહીનાં ઉદરમાં રાખી, અનેક કષ્ટો સહન કર્યાં છે, તેવા પુત્રને તેની વ્હાલી માતા ઝહેર દેતી દેખાય છે, એ સહુ સાથી થાય છે, તે તને સમજાય છે? ફકત **સ્વાર્થ** માટે જેમ કે મારો વધ કરવા **દયા** તને અટકાવે છે, પરંતુ તારો **સ્વાર્થ** તને ભુલાવે છે. તેવીજ રીતે તારા શેવકોને સોંપતાં, મારા માતા પિતાનાં હૃદય તો ભરાઇ આવ્યા, પરંતુ શું કરે, નિરઉપાય, સ્વાર્થને આધીન થયા; ખરેખર **અર્થાનુરાગ્રુ નચ બંધુ મિત્રા** જેનામાં સ્વાર્થ ભરાએલો હોય છે, તેનો સગો કે સંબંધી કોઇજ હોતો નથી, રાજા નિશ્ચય સમજજે કે-સ્વાર્થને વસીભુત થયેલો **સ્વાર્થી** સર્વદા આંધળોજ હોય છે.

બીજે દીવસે સુભ મુહુર્ત જોઇ, **જ્ઞાનદત્ત**ને તળાવની અંદર લઇ જઇ રાજાએ વેદ મુક્ત પુજન કર્યું. કપાલમાં તીલક કંઠમાં પુષ્પમાલ આરોપણ કર્યાં પછી શસ્ત્ર ખેંચી. **રાજા અર્થસેન** બોલ્યા-બાળક હવે નિમીત્ત માત્ર તું જીવતો છે,

સતી સીતા, તારા સ્વામીએ કરીને પ્રાપ્ત થયેલા સંકટ, જેને અનુસરી તને તેના પર ક્રોધ તો ઉત્પન્ન થતો નથી? કારણ કે પતિ ઉપર ક્રોધ કરનારી સતીની ઉત્તમ ગતિ થતી નથી, પરન્તુ રવ રવ નરકની અધિકારણી થાય છે. માટે—

ભલે દ્રવ્યથી હીણ, થાયેજ સ્વામી,
વિષય અંધ કામાન્ધ, હોએજ કામી;
બહુ કષ્ટ આપી સતીને દુભાવે,
પરંતુ સતીને પતિ તેજ ભાવે.

સુજ્ઞ બાળા ઉત્તમ સતીનાં એજ લક્ષણ છે. જેને અનુસરીને ચાલનારી સ્ત્રી, સ્વર્ગમાં પણ વખણાય છે. પતીવૃતરૂપી ધર્મ સ્ત્રીયોને સર્વ ધર્મો કરતાં શ્રેષ્ટ છે. શિયલ એજ તેઓનું પરમ ધન છે, જેનાં પ્રભાવે તેઓ કર્મથી હીણ થયેલા સ્વામીનાં અસંખ્ય પાપોને બાળી ભષ્મ કરી નાખે છે અને તમામ કષ્ટોથી તેને મુકત કરે છે, પરંતુ જે સ્ત્રી એથી ઉલટું કરી, પતીને અસંતોષ ઉપજાવી દુઃખી કરે છે, તે પોતાનો પુર્વ જન્મ પણ બગાડે છે, અને અંતે આ જન્મમાં પણ બહુજ દુઃખી થાય છે. કારણ કે—-

---

તેટલામાં તારે જેનું સ્મરણ કરવું હોય તેનું કરી લે, કારણકે, મૃત્યુ દેવી તારા માટે બહુજ ઉતાવળી થાય છે—રાજાનાં મુખમાંથી નિકળેલા બોલો સાંભળી જ્ઞાનદત્ત બોલ્યો રાજા કોનું સ્મરણ કરૂં, કારણ કે—આ વખતે મારા આશ્રયદાતાઓ સર્વ સ્વાર્થી હોય તેવા દેખાય છે, તેમાં-**માતા પિતા દ્રવ્ય લોભે**-માતા પિતાએ દ્રવ્ય માટે તારે સ્વાધીન કરી દીધા; અને તું કે જેનામાં નિરંતર સ્વાર્થજ ભરેલો છે, માટે **રાજા લોભે સાગરા** તને **સાગરમાં** પાણી કેમ નીકળે તેનો

ભલે ને હોય ઘરબારી, પિતા પુત્રો અને માતા,
પરંતુ કામ શું આવે, સગા વ્હાલા અને ભ્રાતા;
પતિવિણુ જગતમાં પત્નિ, નીર વિણુ મીન જેમ થાએ.
સુકાતાં વારિ વારિધનો, નહીં કોઇ કામ તો આએ.

કંચનની પરિક્ષા કસોટીથી થાય છે. તેમજ સ્ત્રીની પરિક્ષા સંકટ સમયે દ્રવ્ય નાશ થવાથી થાય છે. લક્ષ્મી જળનાં તરંગો જેવી ચંચળ હોવાથી, સદાકાળ કોઈ પાસે પણ રહેતી નથી, જાણી કર્મ-યોગે સ્વામી, કદાચ દ્રવ્યથી હીણુ થઇ જાય, અથવા તો પુર્વ કર્મો વડે તેનાંપર કોઇ ભયંકર આફત આવી પડે, તોપણ સતીએ પતીને પરમાત્મારૂપી ગણીનેજ પુજવું શ્રેષ્ટ છે. વળી એજ ધર્મ તેને હજારો સંકટોથી બચાવે છે, તેની રક્ષા કરે છે. સતીત્વને યોગેજ દેવ દાનવ, અને ગાંધર્વો, સર્વ-તેને વશ થાય છે. તથા આંત્રિક્ષમાં રહેનારા દેવો પણ સદાકાળ તેનું સ્મરણ કરી પ્રસંસા કરે છે. વળી ગમે તે પ્રકારે તેના દુખોને દુર કરવા પ્રયત્ન કરે છે. માટેજ કહ્યું છે કે -

---

લોભ છે, પણ મારા પ્રાણોનો નથી, ત્યારે તારી આછી કરવી નકામી છે. વળી **તેત્રિસકરોડ દેવો રકત લોભે.** દેવો, કોઇ રક્ષા કરે તેમ નથી કારણ કે તેઓસર્વે બળીદાન લેવાને તૈયાર ઉભા છે, રાજા—આ વખત મને સર્વ સ્વાર્થમય વિશ્વ દેખાય છે. જગતમાં સ્વાર્થ ના હોય તેવું કોઇ પણ દેખાતુંજ નથી ત્યારે **શાખ શાખરે સાગરા** હે-સરોવર મને તારોજ ભરોસો છે.

બ્રહ્મ પુત્ર **જ્ઞાનદત્ત**નાં મુખમાંથી ઉપલા શબ્દો નિકળતાંજ સરોવરનું તળિયું ફાટયું અને નિમીત્ત માત્રમાં પાણી છલોછલ ભરાઈ ગયું ને બ્રહ્મપુત્ર બચ્યો એ પરથી સિદ્ધ થાય છે કે, પરમાર્થહિત પ્રાણ અર્પણ કરવા જતાં. પરમાત્મા સહાયતા કરે છે, દરેક કષ્ટોથી મુક્ત કરી પરમ સુખ આપી કૃતાર્થ કરે છે.—

સતી સત્યથી, ચલિત તો નાજ થાએ,
ભલે દેહથી, તેહનાં પ્રાણ જાએ.
કદી દુખ આવી પડે, કોટિ કાળે,
તથાપી, સતી સુખઃ સમ તે નિહાળે.

પતીવૃતરૂપી સ ગાર ધારણ કરનારી પ્રેમદાઓને અન્ય શણુગાર ધારણ કરવાની જરૂર હોતી નથી, જેમ-રાત્રી સમયે ખિલેલી ચાંદની આખી પૃથ્વીને શોભાવે છે. તેમજ પતીવૃતરૂપી શણુગાર, સતિઓનાં સર્વ અંગોને દિપાવે છે. જેમ ચંદ્રની શોભા, તેની શિતળતા વધારે છે, તેમ સ્ત્રીઓની શોભા તેનાં શિયળથી વધે છે. જેમ પાણી વગરની નદીઓ શોભતી નથી, તેમ શિયળથી હીણું થએલી પ્રેમદાઓ શોભતી નથી, પણ પ્રિયજનોમાં નિંદાય છે. અને તે નિંદાને યોગે તેઓ સર્વ કર્મોથી હીણુ થઇ, સ્વામીના પ્રીતીને સંપાદન કરી શકતી નથી, પણ ઉલટું તેનાંથી તિરસ્કાર પામી અંતે આયુષ્યથી નાશ થઇ ઘોર નરકમાં પડે છે.

સતીનું હૃદય, કંથ સાથે મળેલું,
પતીનાં વિના, તે દિશે છે પડેલું.
ન ભાવે કદી, સુખ સંસાર તેને,
પતીનાં વિનાં, સર્વ સમશાણ જેને.

જેમ તડકો ને છાંયો ફેરવાય છે, તેમજ પ્રાણી માત્રનો ભાગ્યોદય થતોજ જાય છે. જાણી, સતી સ્ત્રી, હમેશાં સુખ દુઃખને સમાન ગણી હર્ષ કે શોક નહિ કરતાં સર્વ કામ આનંદમાંજ વ્યતિત

કરે છે. કર્મયોગે સ્વામી કદાચ દ્રવ્યથી હીણુ થઇ જાય ત્યારે સતીઓએ તેને દરેક પ્રકારે ધૈર્ય દઇ સાંત્વન કરવું, હિમત આપવી, બહારથી આવતાં સ્વામીની સામે હસતા મોઢાએ જવું, આરોગ્યતા પુછવી, જળ વડે તેના ચરણ ધોવા, પ્રિય અને મધુર વાકયો બોલવાં, ઉત્તમ પ્રકારનાં ભોજન કરાવી, તાંબોલ આપવું. ઉપરાંત દરેક રીતે તેને સુખી કરવા પ્રયત્ન કરી, સર્વદા આજ્ઞા પાળવી, એ ઉત્તમ સતીઓનાં મુખ્ય લક્ષણ છે. પરંતુ હે સીતા, જે એથી ઉલટું કરી, રૂપ કે કુળનાં ગર્વમાં પુલાઇ ઉપર કહેલાં ધર્મનું ઉલ્લંઘન કરી, પ્રભુ સમાન સ્વામીને દગો દઇ વિષય સુખની અભીલાષા વડે શિયળને પગેથી ઠેલી મુકી, વ્યભિચારણી થાય છે, તે અંતે વિષય સુખ પૂર્ણ કરવા, તે પછીના ભવમાં વેશ્યારૂપી અવતાર ધારણ કરે છે, જયાં તેને બહુજ અધમ કૃત્યો આચરવાં પડે છે. માટે સુજ્ઞ બાળાઓએ ધ્યાનમાં રાખવું જોઇએ કે—

સતીનો પતી, છો ભલે અંધ હોએ,
ન જીવે આ, કાયા કરી કષ્ટ તો એ;
વિકારે કરી કાષ્ટ સમ દેહ થાએ,
તથાપી સતીથી પતી તે પુજાએ.

જેમ ગ્રહણ સમયે પ્રભા ચંદ્રને તજતી નથી, તેમ સંકટ સમયે સતી પતીને તજતી નથી, પણ તેને સુખે સુખી અને તેનેજ દુ:ખે દુ:ખી થઇ આ સંસારમાં વિચરે છે. બહાર ગએલો સ્વામી જયાં સુધી પાછો ન આવે, ત્યાં સુધી તેનું ચિંતવન કરી બેસવું, પતીને જમાડયા પછીજ જમવું, પ્રાત:કાળે પ્રથમ ઉઠી સ્વામીનાં

દર્શન કરનાં, તે પછી સર્વવ્યાપક પરમાત્મા પાસે તેની કુશળતા માંગવી, એજ શ્રેષ્ટ અને સતી સ્રીનાં લક્ષણ છે.-તથાપી, જે એથી ઉલટું કરી માતા પિતા અને ગુરૂ સમક્ષ લિધેલી પ્રતિજ્ઞા, અથવા શાસ્રયુકત બંધાએલી લગ્ન ગાંઠને તોડી, સતી ધર્મનું ઉલ્લંઘન કરે છે; અથવા સંકટ સમયે પોતાના સ્વામીને તજી દઇ, અયોગ્ય આચરણ કરે છે, તે અંતે મહા કષ્ટને પામી દુઃખી થાય છે. તેથી-હે બાળા—

ભલે હોય લુલો વિના હાથ વાળો,
સતીનાં હ્રુદયમાં પતી તેજ વ્હાલો;
નહીં કષ્ટ સમએ સતી ત્યાગ કરતી,
પતી ભકત નારી પતી ભકિત કરતી.

પતીનું હસ્તું મુખ નિહાળી સતી જે આનંદ મેળવે છે, તે આનંદ રાજવૈભવ કે સ્વર્ગમાં પણ પતિવિમુખ રહેનારી પ્રેમદાઓ પામી શકતી નથી. પતી સમક્ષ હોવાથી હજારો સંકટો સતીને પુષ્પ સમાન લાગે છે. ખાવા એક વખત મળો અને તે પણ કદાચ ન મળે તો અરણ્યમાં વનસ્પતીનાં પાંદડાંઓનું સેવન કરી રહેવું એ શ્રેષ્ટ સ્રીયોને સુખદાઇ છે. પરંતુ પતી વિમુખ ઉત્તમ ગૃહમાં નિવાસ કરવું એ સ્રીયોને સર્વદા કષ્ટદાઇ છે. જેમ કમળની ચંદ્રથીજ આનંદ માને છે તેમ સતી પતીથીજ આનંદ માને છે. તેવા પતી વિના સ્રીયો જ્યાં જોઇએ ત્યાં દુઃખી દુઃખી ને દુઃખીજ દેખાય છે. તેથી સમજાય છે કે—

પતીનાં વિના છો ભલે ઇંદ્ર હોએ,
કદી સૂર્ય સમ સોભનો હોય તોએ;
ભલે શક્ર કે હોય દગપાળ ભારી,
પરંતુ સતીને પતી તે મુરારી.

પોતાના પતી કરતાં વિશેષ રૂપાળો મનુષ્ય જોતાં, તેનાથી વિશેષ સુખ મળશે એમ જાણી સ્ત્રીઓએ લોભાવું ન જોઇએ. કારણ કે રૂપ, રંગ, અને યોવન એ સર્વ નાશવંત પદાર્થ હોવાથી સદા કાળ રહેતા નથી, પણ ચાર દિવસના ચટકાની માફક નાશ પામે છે. જેમ તુરતની ખીલેલી પુષ્પકળી, કરમાયા પછી, તેવી સુગંધિત હોતી નથી, તેમજ યુવાન અવસ્થામાં દેખાતી સુંદરતા, વૃદ્ધત્વ પામતાં, પ્રથમના જેવી હોતી નથી, પણ સમય કાળે વિનાશ પામે છે. એવા નાશવંત પદાર્થ પર વૃથા મોહ કરી, જે સ્ત્રી પતી વિમુખ સુખી થવા ઇચ્છા કરે છે, તેવી કુલટાઓને હજારોવાર ધિક્કાર છે.

ભલે અંધ લુલો કે કુષ્ટે ગંધાએ,
પરંતુ સતીથી પતી તે પુજાએ;
ભલે હોય વાચાલ મુંગોજ કામી,
પરંતુ સતીનો પતી તેજ સ્વામી.

કર્મયોગેજ યોગાયોગની પ્રાપ્તિ થાય છે, અને પૂર્વ સંબંધને અનુસરીનેજ નિરમાણ થયેલાં જોડાં સાથે પવિત્ર લગ્નગાંઠ બંધાય છે. તે વખતે અગ્નિ તથા સર્વ દેવતાઓ સમક્ષ એકમેક સાથે ચિરકાળ સુધી રહેવા પ્રતિજ્ઞા લેવાય છે. છતાં પણ ભાગ્યયોગે

આપણાથી અધિક રૂપવાળો અથવા છેક કુરૂપ, અંધ, લુલો કે પછી ગમે તેવો પતી મળી જાય, અથવા તો દૈવી કોપવડે કદાચ પાછળથી થાય, તો પણ સતી સ્ત્રીએ તેના પ્રત્યે અભાવ કરવો નહીં પણ પૂર્ણ પ્રેમે તેની સેવા કરવી એજ સર્વોત્તમ શ્રેષ્ટ છે. રૂપાળા સાથે પ્રીતિ બાંધવી, ધનવાન સાથે સુખમાં રહેવું, અને આરોગ્ય પતીને અનુસરવું, એ તો હરેક સ્ત્રીઓ કરે છે, પરંતુ જે નાશ થયેલા ધનવાળો, અસંખ્ય દુઃખોથી પીડીત, એવા પતીની ઇચ્છા પ્રમાણે વર્તી તેનાં દુઃખોમાં ભાગ લેનારીજ સ્ત્રી સતી કહેવાય છે.

છુટે ન કદી જે સતી સત્ય ત્યાગી,
જેની ચિત્ત વૃત્તિ પતીમાંજ લાગી;
નથી દેવ તે કંથ વિણુ અન્ય મોટું,
પતીના વિના સર્વ સંસાર ખોટું.

સદ્ગુણી અને સતી સ્ત્રીનાં સહવાસથી ઘરસંસાર જેટલો સુખમય બને છે, તેટલોજ દુષ્ટ અને કુલટા સ્ત્રીના સહવાસથી દુઃખરૂપ નિવડે છે. હજારો રાજ્યનો ધણી છતાં, શંખણી સ્ત્રીનો પતી, જે સુખની પ્રાપ્તી કરી શકતો નથી, તેથી શ્રેષ્ટ સુખ જેની સ્ત્રી સતી છે, એવો કઠિયારો, (યાને જંગલમાંથી લાકડાં કાપી લાવી તે ઉપર નિર્વાહ કરનાર) પામે છે. સતી ધર્મને પ્રભાવેજ સતિયોથી મોટા મોટા મુનેશ્વરો પણ પરાજય પામી દીનની પેઠે સ્તુતિ કરતા દેખાય છે. તેવા ધર્મથી રહિત થએલી અબળાઓ, આ સંસારમાં જીવી-તો શું! અને ન જીવી તો શું!—

# પતી ભકિત.

સંસારમાં સતિયો તણો, પતિ દેવનો પણ દેવ છે;
કળીયુગ મહીં આ પ્રેમદાને, સ્વર્ગ એ પતિ સેવ છે.

આભાવ પ્રિયતમથી કરી, જગમાં જે નારી સંચરે;
નારી નહીં પણ રાક્ષસી, પતિ સેવ જે મનનાં ધરે.

બહુ મર્મના બોલો વદી, જે કંથને સંતાપતી;
ધિક્કાર છે ધિક્કાર છે, દુઃખ કંથનાં નવ કાપતી.

શૃંગાર હાર શરીરનો નહિ, કંથ ભુષણ જે ગણે;
નારી પ્રત્યક્ષે રાક્ષસી, એ શાસ્ત્રમાં કવિયો ભણે.

વૃક્ષો મહીં વેલી સદા, ચડતી રહે ઉમંગમાં;
પતિસંગ તેમ સતિ ઓપતી, રમતી રહે રસરંગમાં.

શોભા ઘણી છે પતિ થકી, વિણ પતિ વિપત્તિ આવી નડે;
જાણે નહીં પતિ ધર્મ શું, તે નર્કમાં નારી પડે.

સેવા કરીને કંથની, જે નાં રિઝાવે કામિની;
સ્વર્ગે જવા પરિશ્રમ કરે, ધિક્કાર એવી ભામિની.

દેવી ને દેવો પુંજતાં, તજી કંથ સરમાતી નથી;
મહાવીર કે તે સુંદરી, વૈકુંઠમાં જાતી નથી.

ધન્ય છે, બ્રહ્મદેવ! તમોએ કૃપા કરી જે ઉત્તમ ધર્મનું સમરણ કરાવ્યું, તે સાંભળી મ્હારૂં દુઃખ હું સર્વ ભુલી ગઇ છું,-તે ઉપરાંત, જાણે તમારાં વચનામૃતનું પાન કરતાં, સ્વર્ગનાં ઉત્તમ

સુખોનો ભોગ કરતી હોઉં, એવો ભાસ થાય છે. તો હે તપોધન હવે મ્હારી એવી ઇચ્છા છે કે, બાકીનું આયુષ્ય હું મારા સ્વામીનાંજ સમરણમાં વ્યતિત કર્યા પછીજ સ્વર્ગમાં આવું તેવું વરદાન આપો.

સીતા શાંન્ત થા. પ્રારબ્ધના લેખો મટાડવા બ્રહ્મા પણ સમર્થ નથી તો મનુષ્ય માત્ર શા વિસાતમાં! જો આ જગામાં થોડો સમય વિત્યા પછી, એક ત્રિકાળદર્શી મહાત્મા આવશે, જાનકી! નિશ્ચય સમજજે કે, જયારથી તારો જન્મ થયો છે, ત્યારથી તારાપર શી શી આફતો આવી છે, અને હજુએ આવશે, તે તારા જન્મ પહેલાંજ તેઓએ ભવિષ્યરૂપે કથન કર્યું છે વળી-તું આજે આ જગાએ આવી હશેજ, એમ જાણી તારૂં રક્ષણ કરવા, તેઓ આવતા હશે, તું તેની સાથે જજે. જયાં તારો દુઃખી કાળ વ્યતિત થશે. અને તું સુખી થઇશ. લે—હવે હું જઇશ, "શૌભાગ્ય" અખંડ રહો, સતીની મનોકામનાં પુણ થાઓ અને તારા સ્વામી તને પુનઃ પ્રાપ્ત થાઓ" એવી મ્હારી આશીશ છે.—

वनेऽपि सिंहा गजमांस भक्षिणो
बु भुक्षिता नैव तृणं चरन्ति
एवं कुलीना व्यसना भिभूता
न नीच कर्माणि समाचरन्ति.





# સંત સમાગમ.

## "લોભે પ્રાણ વિનાશ્યતે."*

ઉપહાસ્ય કરમા, ધનહીન વચમા,
જગમાં કોઇની, લક્ષ્મી થઇ નાં;
જોતા નથી શું, થઇ અંધ પ્રાણી,
લક્ષ્મી ખરેખર, નાશજ થવાની.

દ્રવ્યનાં મદે કરીને અંધ થએલા હે મૂઢ! આપત્તિમાં પડેલાને જોઇ તું કેમ હસે છે? કારણ કે! **લક્ષ્મી** કોઇને ત્યાં સ્થિર રહેતી નથી, એમાં શું આશ્ચર્ય! જળયંત્ર ચક્ર (કુવામાંથી પાણી કાઢવાના રેંટમાળ)માં ઘાડિયાં ભરાય છે, ને ઠળવાય છે. તે શું તારા જાણવામાં નથી આવતું? તેવીજ રીતે કોઇ ધનવાન થાય છે, તેજ કાળે કરીને દારિદ્રી થઇ જાય છે, તેમાં ઉપહાસ્ય કરવું એ તારી મુર્ખતાનું લક્ષણ છે:-

---

૧ દરિદ્રથી પિડાતો વિપ્ર **અશાન્તિ વર્મા** તેની પત્નિ **ત્રષ્ણાગવરીનાં** કહેવાથી કમાવાની, અથવા ધન પ્રાપ્ત કરવાની લાલસા વડે, પરદેશ ગમન કરવા નિકળ્યા, જ્યાં રસ્તે ચાલતાં એક ઘોર અરણ્યમા આવી પોહચ્યા. ત્યાં

સીતા ભાગ્યવતી સતી આ વન વિષે, આવી હશે એકલી,
પ્રથમે ભવિષ્ય કહ્યો હતો જે, આવ્યો સમય આજ તે;
ભાવી મિથ્યા થાય નહિ નર ચહે કોટી પ્રયત્નો કરે,
સુખ દુઃખ સહુને ભાગ્યયોગે મળે, ટાળ્યા તે નવ ટળે.



તા. અહાહાહા! આ મધુર સ્વર ક્યાંથી આવે છે? ખરેખર તે ત્રિકાળ દર્શિય મહાત્મા તો નહીં હોય! ખરૂં છે કે સંસારમાં ભાવીજ સહુને ભુલાવે છે. નહીં તો કૈકૈ જે મ્હારી સાસુ, તે મ્હારા સ્વામી રામને ચૌદ વર્ષનો ભયંકર વનવાસ આપી પોતે વિધવા શા માટે થાત? તેમજ હું કે જે સદાએ પતિપરાયણુજ રહેનાર તેને સર્વ ગુણયુક્ત જે મ્હારા સ્વામી, તે આવા ઘોર અરણ્યમાં પરિત્યાગ તે શા માટે કરત? તેથી સિદ્ધ થાય છે કે—" નર ચાહે લાખ પ્રયત્નો કરે થાય જે ધાર્યું ધરણીધરે."

---

તેની દ્રષ્ટિ એક અતીશય ભુખ્યા (મનુષ્ય અહારી) વાઘ ઉપર પડી. મનુષ્યને જોતાંજ તે ક્રુર પ્રાણી, ઘનઘોર ગર્જના કરતો, ઘસતો ઉપર ધસ્યો. તે જોઇ ભયથી વ્યાકુળ થએલો બિચારો **અશાન્તિ વર્મા**, બહુજ ઘભરાઇ ગયો. કારણ કે ધનપ્રાપ્ત કરવું. તો રહયું, પરંતુ પ્રાણ પ્રાપ્ત કરવાં એ દુર્લભ જણાયા. ખરેખર-આ સંસારમાં, પ્રાણી માત્રને, મૃત્યુનાં મુખમાં નાંખનાર એક **લોભજ છે,** અને તે લોભથીજ દરેક પ્રાણીનાં અનિષ્ટ કાળના ઉદય થાય છે, તેમાં જરાએ શક નથી. અરે—**ત્રષ્ણા?** જો મેં તારૂં કહયું ન માન્યું હોત, અને જે દૈવ ઇચ્છાથી પ્રાપ્ત થતું હતું, તે પર સદા સંતોષ રાખી નિર્વાહ કર્યો હોત, તો કદીએ આવી દશા થાત નહી. પરંતુ હવે શું થાય કારણ કે—**कावर्षा जव, किसे सुकानी**

અહો ! પણ આ કેવો ચમત્કાર ! આ વિકટ અરણ્યમાં મ્હારા ભાગ્યનું કથન કરનાર, વળી ભવિષ્યમાં હું આજેજ આ વનમાં આવીશ, અમુક દિવસેજ રામ મારો ત્યાગ કરશે, એવું પ્રથમથી ભવિષ્ય જાણનાર કયા મહાત્મા હશે ? શું હું તેઓને મળી શકીશ ? મહાત્મા નારદ ચાલતી વખતે જે મહાત્માને વિષે કહેતા હતા, તે શું એજ હશે ? શું તેઓ મ્હારૂં રક્ષણ કરશે ? કેમ નહીં. મુનિઓ સર્વદા દયાથી પૂર્ણ હોય છે; દુઃખી પર દયા કરવી, એજ તેઓનો પરમ ધર્મ છે. પણ તેઓ હજુ દ્રષ્ટિએ કેમ પડતા નથી ? અત્રે તો ભયંકર સિંહોની વાગતી હાકોથી ડરતા બીચારા ભીરૂ હૃદયવાળા અલ્પ જીવો, જયાં ત્યાં નાસતા ફરે છે, વળી પવનને કરીને હાલતા ઝાડોમાંથી ખરી પડતાં પાકેલાં પાંદડાંઓ, આયુષ્યથી નાશ થએલા વૃદ્ધ મનુષ્યની પેઠે સ્થાનોમાંથી ભ્રષ્ટ થઇ પડી જતાં દેખાય છે. સૂર્યનો તાપ પણ ધીરે ધીરે ઓછો થતો જાય છે. તે જાણે સૃષ્ટિ સમુદાયવાળા જીવોને પ્રત્યક્ષ બતાવતો હોય, કે—મ્હારી દશાનું અવલોકન કરી અભીમાનથી રહિત થાઓ. કારણ કે વિશ્વમાં જેની ચઢતી હોય છે, તેનીજ પડતી પણ થાય છે. ( તેવામાં મહાત્મા દ્રષ્ટિએ પડતાં )—

---

ખેતર સુકાયા પાછી વર્ષા નકામીજ હોય છે, તેમ હવે મરણ કાળે વિચાર કરવો: શું કામનો છે ? આ ભયંકર પ્રાણીથી મુને બચાવી શકે એવો કોણ છે ? કોઇએ નથી. અને જે કોઇ પણ હોય તો તે ભાવીજ સમજવી, કારણ કે તેજ મુને આ કાળની પાસે તેડી આવી છે, તો તે આ પ્રાણીનાં મુખમાંથી મુકત કરવા શકિતવાન છે, આટલું વિચાર કરે છે તેટલામાં, તો તે વિક્રાળ પ્રાણી સમીપમાં આવી પહોંચ્યો અને જેવો તે બ્રાહ્મણને મારવા જાય છે, કે તુરતજ પાસેનાં વૃક્ષપર બેઠેલો એક હંસ

સીતા—

હા હા એજ મહામુને જે તણી, કીર્તિ હતી સાંભળી,
હા હા એજ ભવિષ્ય વકતા, દિસ્તી કાયા વળી;
શિષ્યો વચમાં સોભતા જેમ અરે, તારા વચ્ચે શશિ દિસે,
શોભા પરમ પુનીત જોઇ મુજ હૃદય, જઇને રહ્યો તે વિષે.

શિષ્યો જુવો, આજ તે મિથલેસ કુમારી, અને અવધેસ રામની પ્યારી નારીની મુખાકૃતી ઉપર ફરતો મંડળાકાર, જેમ રવી અને શશીને દિપાવે છે, તેમજ આ પવિત્ર સતીને શોભાવે છે એનાં સતીત્વનો પ્રભાવ વર્ણન કરવા શેષ, શારદા, પણ શામર્થ નથી, તો હું કોણ

---

મધુર વાણીએ બોલ્યો,-અરે આ. શ્રેષ્ટ પ્રાણી મારૂં કેહવું સાંભળ્યા પછીજ આ માણસને મારજે, નહી તો તને બહુજ પસ્તાવું પડશે. વળી વિચાર કર, કે-આ બ્રાહ્મણને નાશ કરવાથી તારી ક્ષુધા, જો કે થોડીવાર માટે શાન્ત થશે, તથાપી થોડીજ વારે તે પાછી તને સતાવશે, એટલે કે નાશ થએલી ક્ષુધા તું પાછી મેળવી શકીશ પરંતુ વગર વિચારે નાશ કરેલી આ બ્રાહ્મણની કાયા તે પાછી તું મેળવી શકીશ નહિ તેથી વધારે ઉતાવળ ના કરતાં, સાંભળ. આ બ્રાહ્મણ તારા બાપ દાદાનો ગુરૂ થાય છે, અને તું એનો જજમાન છે, માટે તારે એને મારવો યોગ્ય નથી, કારણ કે ગુરૂનો વધ કરનાર અધોગતીએ જાય છે

હંસનું આ પ્રમાણે બોલવું સાંભળી વાઘ બોલ્યા શું તું આ સત્ય કહે છે. તેમાં શું શક છે—પ્રાણ આપતાં પણ ભયમાં પડેલાનું રક્ષણ કરવું એ શ્રેષ્ટ પુરૂષનાં પ્રથમ લક્ષણ છે વળી હે ભાઇ, **તન, મન, ધન, સહુ આપવું, પરમાર્થને કાજ.**" મારા બોલોની શું વિસાત છે ! તું નિશ્ચય કર, કે મારા બોલો એક એક વાજબી અને સત્યથી ભરેલા છે, એટલુંજ નહીં, પણ હું ઘણા દિવસોથી આ સ્થળમાં વસું છું, એવીજ રીતે એ પુર્વે પણ આવતો હતો, તે વખતે તારા વડીલો અને

માત્ર! પણ જે કંઇ મહાત્મા નારદથી સાંભળી "રામાયણ" ની અંદર વર્ણન કર્યું છે, તે સર્વ આનાં પ્રતાપથીજ. આજ સુધી જે રામ અને સીતાની પવિત્ર મુર્તી હૃદયમાં રાખી તેનું વર્ણન કરતો હતો, તે મુર્તી હવે હું સ્પષ્ટપણે જોઇ શકું છું. એ પણ અહોભાગ્ય! વળી જે મુર્તી નિરખવા બ્રહ્માદિક પણ ભાગ્યશાળી થતા નથી, તેજ આજે આ વનને વિશે આવી પડેલી સતી સીતા છે? એક મંગતી ધન્ય છે, તને, અને ત્હારા પ્રભાવને, કે જેને અનુસરી આવા ધર્મિષ્ટ જીવો પણ દુખે કરી પિડાય છે, દુઃખી થાય છે. (સમીપમાં આવે છે)-

---

બહુજ દ્રવ્ય આપી રાજી કરતા હતા, તેનો તું પુત્ર છે, અને ગુરૂનું વધ કરે છે? ધિક્કાર છે, તારા જેવા પશુને, કે જે થોડી વખત પછી પાછી સતાવનારી ક્ષુધાને માટે કરી, એક ઉતમ પ્રાણીનો નાસ કરે છે-

હંસનાં મુખેથી આ બોલો સાંભળી, વાઘ સ્થંભી ગયો અને બ્રાહ્મણને કહેવા લાગ્યો, ભાઇ-ધભરામાં, અને મારી સાથે આવ. બ્રાહ્મણને હિંમત આવી, અને તે વાઘની સાથે ગયો, જ્યાં તેણે તેને બહુજ દ્રવ્ય આપી કહયું, કે કૃપા કરી હવે પછી આ રસ્તે પાછા આવતા નહીં. કારણ કે દીવસે દીવસે સમય બદલાતો જાય છે. ગુરૂએ શિષ્યને આશ્વાસ આપી અને વિદાય થયા; પછી પોતાને ઘેર આવી પહોંચ્યા

મનુષ્ય, કાળે કરીને પોતાની ઉપર પડેલી આફતોને ભૂલી જાય છે, અને લોભને વશ પાછો થાય છે, એવો દૈવી સતાનો અદ્દભુત પ્રભાવ છે. દ્રવ્ય લઇ ગએલા **અશાન્તિ વર્મા**એ સર્વ સદ્દ્રવ્ય જઇ પોતાની પત્નિને આપ્યું, અને તમામ હકીકત નિવેદન કરી તે સાંભળી તેને જે "આનંદ" તેનો ધણી વાઘનાં મોઢામાંથી બચીને પાછો આવ્યો, તેનો ન થયો હતો, તેથી વિશેષ આનંદ દ્રવ્ય મળવાથી થયો.

તેથી સમજાયું, કે **સંસારનો** સ્નેહ પણ ક્ષણભંગુર અને સ્વાર્થી છે. પોતાને ત્યાં ઘણુજ દ્રવ્ય હોવા છતાં **ત્રષણાગવરી** પોતાનાં પતીને પાછા જજમાનને ત્યાં જવા

**સીતા**—(ઉભા થઇને) યોગેશ્વર હું આપને વંદન કરૂં છું. પુત્રી, સૌભગ્ય વની રહે, અને ને સાથે તારા ઉદરમાં વૃદ્ધિ પામતો બાળક, પૂર્ણ પરાક્રમી થઇ આખા ભુમંડળને કંપાવી, રાજ્યેશ્વર થાય, તથાપી હે બાળા, આ ઘોર અરણ્ય કે જે હમેશાં વિક્રાળ કૃતી વાળા જીવોથીજ ભરેલો છે, તેમાં તું, સર્વદા રાજ્યમેહલોમાં વસવા યોગ્ય હોવા છતાં, શા માટે આવવું પડ્યું? તે જો કંઇ હરકત ન હોય તો ખુશીથી પ્રકાશ કર.—

તપોધન આપ જ્ઞાની હોવાથી સર્વ જાણી શકો છો, તથાપી જો મનેજ પુછવા ઇચ્છા હોય, તો ભલે. સાંભળો—ખુશીથી કહીશ. કારણ કે—નદી, વ્રક્ષ, ને સંતજન, પરમાર્થ લવલીન—એવોનો જન્મ પારકાનાં હિત માટેજ ગણાય છે; વળી આપ મ્હારા પિતા સમાન

---

માટે ઉપદેસ કરવા લાગી. ખરેખર લોભાનું અનિષ્ટ કરનાર તેનો લોભજ હોય છે' લોભને વસ થયેલા સર્વ જીવો પોતેજ કાળને શરણે થાય છે, અનેહાથે કરીને મૃત્યુના મુખમાં સપડાય છે. તેવીજ રીતે આપણાં **અશાંન્તિવર્માનું** બન્યું. અને વધુ ધન લેવાની તુચ્છ અભિલાસાએ ગીમાણ બાંધી રસ્તે પડ્યા—આખરે જજમાનનાં ઘર પાસે આવી પ્હોંચ્યા આજે અશાન્તિવર્માના જજમાન (વાઘ) ભર બંધનમાં પડેલાં છે, પણ જે ઝાડમાં પુર્વે હંસ બેસતો હતો ત્યા કાગડો બેઠો છે, તે બ્રાહ્મણને જોઇ, પેલા વાઘને કહેવા લાગ્યો; ઓ મુર્ખ! ઉંઘે છે શું! શિકાર ચલ્યો જાય છે; તે સાંભળી વાઘ ઉભો થયો; પરંતુ જેયું તો તેજ **ગુરૂદેવ**! ત્યારે વાઘ બોલ્યો, મહારાજ—આટલું દ્રવ્ય મળવા છતાં પણ તમને સંતોષ નાં થયો, જે પાછા અત્રે આવ્યાં. ખરેખર—એજ માટે કહ્યું છે કે—" **લોભે પ્રાણ વિનાશ્યતે** " અતીશય લોભ તે પ્રાણનો નાશ કરે છે.

વળી આ સંસારના કાલચક્ર હમેશાં ફર્યા કરે છે; કારણ કે ધર્મ યુધિષ્ટર કે

હોવાથી તમારાથી કોઇ પણ વાત છુપી રાખવી, એ યોગ્ય ગણાયજ નહિં માટે હે પ્રભુ—

ભાવી ભાવ બતાવતી નર ચહે, કોટી પ્રયત્નો કરે,
ધાર્યું થાય ન કોઇનું, પ્રયત્ન કરતાં વિપત્તિ આવી પડે.
ક્યાં તે સુખ અવધનું, ને વળી પળમાં વને ભટકવું,
વિધિએ લખ્યા લલાટમાં લેખ જે, સહુને તે રસ્તે જવું.

વાલ્મીકિ—ખરૂં છે પુત્રી સીતા આવા શાન્તિથી ભરેલા, અને અભિમાનથી રહિત વાકયો, વૈદેહ પુત્રી શિવાય બીજાને મુખે ક્યાંથી શોભે!

---

રામ જેવા પુરૂષો હમાણાં દેખાતા નથી, પણ તેને બદલે કોઇ બીજાજ દ્રષ્ટિએ પડે છે. તેથી હે વિપ્રવર, "**હંસ હતા તે ઉડી ગયા.**" અમોને સદબોધ કરી પાપ માર્ગથી પાછા વાળનાર એટલુંજ નહી, પરંતુ સદાએ ધર્મ યુક્ત વાણી કહેનાર પક્ષીઓમાં શ્રેષ્ઠ એવા હંસ, જે પુર્વે આ જગાએ વસતા હતા, તે કાળની ગતીએ કરીને નાસ પામ્યા યર્થાત ઉડી ગયા, પરંતુ તેઓના પાછળ હવે તો તેની જગાએ **કાગ થયા દિવાન** કાગડાઓનો કારભાર થયા છે, એટલે કે હંસના કારબાર ચલાવનાર હવે કાગડાઓ છે, પણ હંસ નથી. મહારાજ! તમો જાણો છો કે **જાતિય સ્વભાવ ન મુચતે** કોઇ પણ પોતાના જાતીય સ્વભાવ છોડી શકતો નથી. તેથી "**જાવ વિપ્ર ઘર આપણે**" હે મહારાજ, તમે જ્યાંથી આવ્યા છો, તેજ રસ્તે પાછા જાઓ. કારણ કે, તમે જેની નજરે પડયા છો. તે કાગડો છે, પણ હંસ નથી. હંસનાં જેવો તેનો સ્વભાવ નથી. માટેજ કહયું છે કે—નીચનો સહવાસ પણ દુખદાઇ નિવડે છે. હંસની બુદ્ધિ ઉંચ હતી, આની બુદ્ધિ નીચ છે, નીચ, નીચતામાં જાય છે; ઉંચથી સારાં અને શ્રેષ્ઠ કામો થાય છે. તેથી હવે તમારૂં બચવું બહુજ દુર્લભ છે, તથાપિ કદાચ બચો તો પુનઃ આ જગાએ આવશો નહી. કારણ કે આ

ભાવીજ બળવાન છે પણ પુરૂષો બળવાન નથી. એ વાકય ખરેખરો ગ્રહણ કરવા યોગ્ય છે કારણ કે તેનેજ અનુસરી આ સંસારમાં, અનેક પ્રકારની આસમાની સુલતાની થતીજ જાય છે, પ્રારબ્ધની કોઇને ખબરજ પડતી નથી, અને ભવિષ્ય પ્રમાણે અહોનિશ બનતુંજ જાય છે. માટે સુજ્ઞ પુરૂષોએ સુખઃ દુઃખને સામાન્ય ગણી અહોનિશ આનંદમાં રેહવું, એજ સર્વોત્મ શ્રેષ્ટ છે. જે સુખ, જંગલની પર્ણ કુટીમાં હોય છે, તે સુખ, રાજ્ય અને વધારે વૈભવ મળતાં પ્રાપ્ત થતો નથી. તેમજ જે આનંદ સંતોશ રાખવાથી થાય છે, તે ધનપતી થવાથી થતો નથી, પણ ઉલટો અસંતોષ વધતો જાય છે. વળી હે-સુભાંગે ? સોચ કરવો મુકી દે, કારણ કે-સુખ દુઃખ પ્રાપ્ત થવું દૈવાધીન છે. અને તે કર્માનુસારે પ્રાપ્ત થતુંજ જાય છે, તેમાં ખેદ શો, અને હર્શ શો ! માટે શાંન્ત થા. અને તમામ ચિંતાઓને મુકી મ્હારી સાથે મ્હારા આશ્રમમાં ચાલ, ત્યાં તને બહુજ આનંદ થશે. જો કે અયોધ્યા, અથવા, તારા પિતાનાં જેવા વૈભવો, તો અમારે ત્યાં નથી, તો પણ, અરણ્યનાં સુંદર બનાવો, રમણિય રચનાંઓ, તથા આશ્રમને વિશે નિર્ભયપણે નિવાસ કરતા, મૃગલાદી વનપશુઓની વિચિત્ર ચેષ્ટાઓ, દુઃખીનાં દુઃખોને દુર કરી શાંન્તિ આપે છે.

---

સ્વાર્થી સંસારમાં "**કોણ કોનુ જજમાન**" કોણ કોનું છે, સહુ સ્વાર્થથી પૂર્ણ છે, યુક્ત છે. આ પ્રમાણે કહી તે પોતાનાં ઘરમાં ચાલ્યો ગયો. બ્રાહ્મણની ઉપર કાગડો કાંઉ કાંઉ." કરી ઉડવા લાગ્યો. એટલે કે-**શિકાર ભાગી જાય છે શિકાર ભાગી જાય છે**" એમ પોકારવા લાગ્યો, તે સાંભળી તરતજ બીજો એક વાઘ ત્યાં આવી પ્હોંચ્યો તેણે બ્રહ્મદેવને પૂરો કરી નાંખ્યો. ત્યારેજ કાગડાને શાન્તિ વળી. ખરેખર દુષ્ટ જીવો શું નથી કરતા ? સર્વ કરે છે.

વળી, હે-પુત્રી, સંસારની કપટયુકત ઉપાધી, તે સવ અરણ્ય વિશે નિવાસ કરનારા ઉપાધીથી રહિત થએલા, મહાત્માઓને બાધ કરતી નથી, પણ ઉલટું તેનાં સદાચરણને શુદ્ધ કરી, હૃદયને પ્રફુલ્લિત કરે છે. વળી, હે-સીતા, આ આશ્રમની સમીપમાં મ્હારા શિષ્યોએ બનાવેલી પુષ્પવાટિકા, તને બહુજ આનંદ આપશે, તેની અંદર પ્રફુલિત થએલાં કેટલીક જાતનાં સુંદર પુષ્પો, હૃદયને જે આનંદ આપે છે, તેનું વર્ણન કરવું અશકય છે. બાળા તે સર્વ બનાવોનું તું અવલોકન કરજે; વળી જોજે, કે-મોટાઇમાં ઉભરાઇ જતાં તાડ વૃક્ષો એટલાં તો ઉચાં ગએલાં છે, કે-જાણે સમીપમાં રહેલાં વૃક્ષોની ઉપર છત્ર રૂપે છાયા કરતા હોય, તેમ આકાશ સાથે વાતો કરતાં દ્રષ્ટિએ પડે છે. પિપળા, તથા વડવૃક્ષોએ પોતાની શીતળતા એટલી તો વધારી દીધી છે, કે-જાણે આશ્રમ નિવાસી ઉપર એક પ્રકારનો ઉપકારજ કરતા હોય, તેવા દેખાય છે. વળી નવમાલ્લિકા પુષ્પવેલીઓ કેટલાક મધુર ફળોવાળાં આમ્ર વૃક્ષોને વિંટળાઇ વળી છે! તેનો દેખાવ બહુજ સુંદર લાગે છે. વળી, હે-સીતે. આ આશ્રમ પાસેજ વેહુતી, તમસાનાં સુંદર જળનો ખડભડાટ હૃદયને બહુજ પ્રિય લાગે છે. આવા રમણિય બનાવોનું અહોનિસ અવલોકન કરતાં તારાં દુઃખો દુર થઇ જશે. તે પછી કેટલાક દીવસો વીતતાં, તારા તપોબળના પ્રભાવે કરીને તે આશ્રમની પાસેજ તારા સ્વામી રામનાં તને દર્શન થશે. સીતા મ્હારાં વાકયો સર્વદા સત્યજ થશે, એ ત્હારે નિશ્ચય સમજવું, કારણ કે હું અસત્ય ભાષણ કરતો નથી.

અરણ્ય થશે સુખ રૂપ, અવધ સમુ સુખ આપે,
વનચર ગણુ સહુ ભાંડુ સમા થઇ, કષ્ટ તાહરાં કાપે.

વળી હે જનકજાઈ, લલાટને વિશે લખેલી કર્મરેખા, કોણ મટાડવા શકતીવાન છે? એમ જાણી સોચને મુકી દે, અને ઉભી થા. પરમાત્મા તારૂં કલ્યાણ કરે.

સીતા— જેવી તપોધનની ઇચ્છા—

સાથ મહી તમે રેહુશો, ધર્મબોધ નિત કેહુશો,
તે સુણીને મન આનંદ થાશે, કાળ સહુ કટિ જાશે.

વાલ્મીકિ-પુત્રી, અમારી પાછળ પાછળ ચાલી આવ, કારણ કે તું અરણ્યના રસ્તાઓથી તદન અજાણી હોવાથી ભુલી પડવાનો સંભવ રહે છે, વળી અમે સર્વે હવે આશ્રમ ભણીજ જઇએ છીએ.

# रंकं करोति राजानं, राजानं रंक मेव च
# धनिनं निर्धनं चैव, निर्धनं धनिनं तथा

ઇશ્વર ઇચ્છા, રંકને રાજા કરે છે, રાજાને રંક બનાવે છે, ધનવાનને નિર્ધન, અને નિર્ધનને ધનવાન બનાવે છે. જો ઇશ્વરી ઈચ્છાજ અનુકુળ હોય, તો અલ્પ સાધન પણ ફળદાતા થઈ પડે છે, અવળાં કાર્ય સવળાં બની, ઉત્તમ ફળને આપે છે, અને સર્વ કાર્ય સિદ્ધ થાય છે.



# વન લીલા.



વર્ષા ઋતુમાં, જળ પુર્ણ તારૂં,
ઉપકાર કરિલે, શુણિ વેણુ મારૂં.
નહિ ગ્રિષ્મ સમયે, આપ્તિ કાળે,
રહેશે ન બિંદુ, તુ ઉભો નિહાળે.

હે **શરોવર** યાચક લોકોને જલથી નિરંતર ઉપકાર કરવાનો, આ તારો ખરે ખરો અવસર છે, કેમકે હાલમાં મેઘવૃષ્ટિથી તારામાં જળ ટંકોટંક ભરેલું છે, તેથીજ શુલભ છે, પણ તે વિપરીત કાળ સમયે, એટલે કે સુર્યનાં તાપથી નાશ થએલા જળથી ગ્રિષ્મ ઋતુમાં એક બિંદુ માત્ર આપવું તને ભારી થઇ પડશે.

ઋષી પુત્રી માલીણી—

પ્રિય સખી સીતા શોકને મુકી શાન્ત થા. અને જો કે! આ આશ્રમની સમીપમાં રહેલા અને ધુણી લગાડવાનાં ધુમે કરીને, પીળાં થએલાં પાનોવાળાં વૃક્ષો, કેવાં સુંદર દેખાય છે, પૃથ્વિ વિશે ફેલાઇ રહેલી લીલોતરી તે જાણે કુદરતી ગલીચો પાથરેલો હોય તેવી દેખાય છે. મ્યુરાદિક પક્ષિયો પણ જ્યાં ત્યાં નાચતાં દ્રષ્ટિએ પડે છે. ખરેખર આ સુંદર

બનાવોનું અવલોકન કરી ગમે તેવા દુ:ખીનાં દુઃખો દુર થઇ જાય છે વળી સામે તો જો—

કેવું સુંદર વન દીસે આ, ભ્રમરનાં વૃંદ માળતાં,
મધુર મધુર ગાતાં, મોરલા દ્રષ્ટિ પડતાં.
લતા મંડપ પુષ્પે, બાગને લે વધાવી,
જાણે પુર્ણ પ્રકાસ કરતી, વસંતઋતુ ત્યાંજ આવી.

વળી હે સખી, વસંતઋતુમાં યુવતીનાં બાલોને હલાવી કપાળ પર આવેલા પરસેવ બિંદુને સુકાવી દેતા, સરોવરો તથા પુષ્પોની ભરપુર લતાઓ પરેથી આવતા વસંતવાયુ. પ્રાતઃકાળમાં વાવા લાગ્યો, તેમાં વળી ઘડીઘડીમાં, થતા કોકિલાના સુંદર શબ્દો સાંભળી તરૂણ મૃગલીઓ, અભીમાને કરીને જેઓ મૃગોને જોતી પણ ન હતી. તે પણ આ કોકિલાનાં બોલો સાંભળી માન મુકી, પોતેજ પોતાની મેળેજ પ્રિયતમ સમીપ જવા લાગી. તેથી સમજાયું કે જાણે કોકિલાઓએ તેઓને સખી રૂપે કંઇક ગુઢ ઉપદેશ કર્યો ન હોય ! અને તે સખી ઉપદેશ ગ્રહણ કરવાજ તેઓએ માન મુક્યું હોય તેવો દેખાવ દ્રષ્ટિએ પડે છે.

લતા એકળીજા પરે, પુષ્પ ઝુલી રહી છે,
જાઇ જુઇ હર્શ વદને, કેવી ફુલી રહી છે.
તેમાં બેશી પક્ષિયો, હર્શનાં ગાન ગાએ,
જાતા સમિપશું હર્શ વદને, સુખનું ભાસ થાએ.

વસંત ઋતુ કોનાં હૃદયને આનંદ આપતું નથી, યથાર્થ સર્વને હર્શમાં તલ્લીન કરે છે. કારણ કે—ઝાડોએ જુનાં પદડાંઓને મુકી

નવાં પાદડાં ધારણ કર્યાં, પશુ પક્ષિઓ સર્વ હૃદયને વિશે આનંદ પામ્યા, પરંતુ પતી વિરહણી એવી જે તું. તેને તો તેથી વિશેષ સંતાપ થઇ પડયો, કારણ કે-સુગંધથી ભરેલો મંદમંદ ચાલતો વસંતવાયુ વિરહે કરીને, બળી રહેલી તારા હૃદયને, વિરહઅગ્ની વધારે પ્રજ્વલિત કરવા લાગી. તેથી સમજાયું કે-"ભલે સુખ સ્વર્ગનું હોયે, વિયોગી દુઃખ ધારે છે." એ વાકય કંઇ ખોટું હોય તેવું લગતું નથી. વળી હે સખી, આ વૃક્ષો તરફ તો દ્રષ્ટિ કર, અને જો કે એની સુંદર લતાઓ કેવી એક બીજા સાથે મળી ભેટી રહી છે, તેમાં પવને કરીને ઝુલતી ઝુલતી જાણે એક બીજી સાથે હાસ્યવિનોદ કરતી હોય, તેવી દેખાય છે, તથા વૃક્ષો પર બેઠેલાં પક્ષિઓ, પોતાનાં મધુર કંઠે કરી કેવો ઉચ્ચાર કરી રહેલાં છે તે હૃદયને કેવું આનંદ આપે છે. વળી હે સખી, નદીનાં કાંઠાપર પોતાનાં બચ્ચાંઓ યુકત ફરી રહેલી સારસો, સુંદર શબ્દો કરે છે, જે સાંભળવાથી સર્વનાં દુઃખો દુર થઇ જાય છે.

વળી હે સખી, જો સામે દ્રષ્ટિ કર, પેલી ઘિચ ઝાડીમાં પુષ્પોનાં સમુહથી ઘેરાઇ રહેલો લતામંડપ, કેવો સુંદર દેખાય છે. ચાલ આપણે પણ ત્યાંજ જઇએ ખરેખર આ વૃક્ષોના શિતળતાએ તો હદજ કરી નાખી, પણ તું જાણે છે કે આ શાનું ઝાડ છે—

રે રે વૃક્ષ અશોક અતો શોકને જેહ હંતો,
આ છે આમ્ર તણોજ તરૂત, કોકિલાથી ન ડરતો.
આ પીપળ વિણુ પાન થઇને, કુમળાં પાન ધરતો,
ચઢતી પડતી જોઇને, હૃદયમાં શોક કરતો.

ખરેખર પ્રિય સખી, નામ તેવાજ ગુણ છે, આના આસપાસની શિતળતા તો મુને બહુજ આનંદ આપે છે, તેમાં આ અમૃતનાં જેવાં મિષ્ટફળ વાળુ અમ્રવૃક્ષ. જેનાં પાંદડાંઓ ખરી ગયેલાં હોવાથી નવિન પાને કરીને શોભાયમાન થઇ રહ્યો છે એવો આ પીપળો, જાણે હર્ષના ઉદગારો કાઢતો હોય તેવો દેખાય છે.

**સીતા**—હા સખી ખરૂં છે. આ પરથી તારે નિશ્ચય સમજવું કે. આ સંસારમાં સહુની એવીજ રીતે ચઢતી અને પડતી થાય છે. જેમકે પાંદડાંઓથી રહિત થયેલો આ પ્રથમ રડતો હતો તે આજે પાંદડાંઓ યુકત થવાથી હસ્તો હોય તેવો દેખાય છે, તેથી સમજાય છે કે વિશ્વમાં પ્રાણી માત્રનાં ભાગ્યોદયનું ચક્ર ફરતું જાય છે.—એવું ન હોય તો, હું કે જે ત્રણે લોકના સ્વામી રામ, તેની ભાર્યા હોવા છતાં, આવા અરણ્યવાસી યોગીઓની પર્ણકુટીમાં કયાંથીજ હોઉં !

**માલીણી**—પ્રિય સખી સીતા, તું તો વારેને વારે તેજ વાતો સંભાર્યા કરે છે પણ જાણતી નથી કે દૈવની ગતિજ વિચિત્ર છે ત્યાં તું તો શું પરંતુ મોટા મોટાઓ પણ દૈવની ગતીને અનુસરીનેજ સુખ દુઃખના અધિકારી થતા આવ્યા છે અને હજીએ થાય છે.તું તો તારૂંજ દુઃખ જોઇ રડે છે પરંતુ જોતી નથી કે-આકાશની અંદર પૂર્ણ પ્રકાશ કરનારા સૂર્યનો એકજ દિવસમાં ઉદય અને અસ્ત પણ થાય છે. કમળો બિડાય છે અને કુમુદ વન પ્રફુલ્લિત થતું દેખાય છે. એટલુંજ નહીં પણ કોઇ જગોએ પુત્રના જન્મથી આનંદ વર્તાય છે, ત્યારે કોઇ જગ્યાએ તેજ ઘડીએ કોઇ મરી ગયો

છે તેનો શોક વર્તાય છે. કોઇ આવે છે, કોઇ જાય છે, કોઇ માનને હિંડોળે હિંચકતો દેખાય છે, ત્યારે કોઇ અપમાનરૂપી મૃત્યુને આધીન થાય છે. માટે હે સખી, શાન્ત થા અને જો કે આ માયાવી સંસારમાં પ્રથમથીજ એમ થતું આવ્યું છે અને હજુએ થાય છે તેમાં શોક શો અને હર્ષ શો? કારણ કે—

ચઢતી ને પડતી, સહુનીજ થાએ,
સહુનું ઉદય અસ્ત થાતું જણાએ;
નેત્રો ઉઘાડી, જોઇ લે પ્રાણી—
ભરતી હતી તે, પાછી સમાણી.

માટે હે સખી, હવે ચિન્તાને મુકી દે અને જો સામે દ્રષ્ટિ કર. ખરેખર, આ તો દુઃખીનાં દુઃખોને દુર કરનારો અશોકવૃક્ષ! કેવો લીલો છમ થયેલો દ્રષ્ટિએ પડે છે! ચાલ, તેની સમીપમાંજ જઇએ એટલે તારા હૃદયમાં ઉત્પન્ન થએલા શોકની કંઇક શાન્તિ થશે. પરંતુ આ વૃક્ષને તેં ઓળખ્યો?

જો જો ડાળો વડ તણી, કેવી લાંબી ગઇ છે,
લતા પાનોવાળી, કંઇક સુકી ગઇ છે;
આ બાવળનો વૃક્ષ જે, બહુજ છેટે જણાએ,
જેમ સજ્જનની સમીપ જાતાં, દુષ્ટ મનમાં ડરાએ.

પ્રિય સખી, આજ તે વડવૃક્ષ છે, કે જેની ડાળીઓ નીચી નમેલી હોવાથી તેના ઉપર બેસી સમીપમાંજ વહેતી તમસાના સુંદર પ્રવાહનું અવલોકન કરી શકાય છે. માટે ચાલ, ત્યાંજ

આપણે જઇએ. પિતા ભાર્ગવ મુનીના કહેવા પ્રમાણે હું તને આ આશ્રમની સમીપવાળી વનરચનાઓને હમેશાં દેખાડતી જઇશ જેથી હે ભાગ્યવતી, અયોધ્યાને તો તું ભુલીજ જઇશ. કારણ કે જંગલની વિચિત્ર રચનાઓ, દુઃખીનાં દુઃખોને દુર કરી હર્ષમાં તલ્લીન કરે છે. માટે શાન્તિથી અવલોકન કર; પરંતુ હે સખી, આ રસ્તે ના જતાં આ હું જાઉં છું તેજ રસ્તે ચાલ. કારણ કે આ રસ્તે ચાલતાં પેલો દુષ્ટ બાવળનો વૃક્ષ આવશે. તેનો તો પડછાયો પણ લેવો યોગ્ય નથી. તથાપી જેમ લતા સમુહોએ તેનો ત્યાગ કર્યો છે, તેમજ તારે પણ એનો ત્યાગજ કરવો સર્વદા યોગ્ય છે. વળી જેમ સજ્જન પુરૂષો દુષ્ટ મનુષ્યના સહવાસનો ત્યાગ કરે છે, તેમજ લતાઓએ આ બાવળનો ત્યાગ કર્યો છે. તેથીજ તે એકલો યાને પ્રિયજનોથી રહિત થઇ લાંબે ઉભેલો દેખાય છે. મને તો એનું દર્શન પણ યોગ્ય લાગતું નથી સમજી. કારણ કે તેના ક્રુર કાંટા મ્હારા પગોમાં પણ ભોંકાયા છે. માટે હે સખી, પરમાત્મા દુષ્ટના સહવાસ કરતાં મૃત્યુ આપે તો કેવું સારૂં.

**સીતા**—હા બ્હેન, એમાં કંઇએ ખોટું નથી. વર્ષા સમયે નદીનું પુર ગમે તેટલું ચઢેલું હોય, તથાપી તે ઘણા કાળ રહેતો નથી, પણ તે આવી ગયાનું ચિન્હ તેના તટપર રહેલાં વૃક્ષો કે જે મુળમાંથી અર્ધ ઉખડી ગયેલાં છે તે પરથી માલમ પડે છે. તેમજ લક્ષ્મીનું પુર પણ ગમે તેટલું ચઢેલું હોય, તથાપી તે ઘણા કાળ સુધી રહેતું નથી પણ તે આવી ગયાનું ચિન્હ તેનાં સારાં અથવા નરસા કૃત્યોથી જાણી શકાય છે. તેમજ આ બાવળને પણ તારે

સમજવું. કારણ કે હમણાં પુષ્પોયુક્ત થવાથી ઘણો સુંદર દેખાય છે, અને પોતાની ક્રુરતા છુપાવવા પ્રયત્ન કરે છે, તથાપી જેમ સૂર્ય છાપરેથી ઢંકાતો નથી, તેમ આના જગપ્રસિદ્ધ કૃત્યો હજુએ કાંટારૂપે પ્રકાશે છે. તેથી હે સખી, ચાલો તે રસ્તે ન જતાં આ રસ્તે જઇએ.

આ શ્રીફળનું વૃક્ષ આ, લવિંગ ને આ સુપારી,
જાઇ જુઇ ને વળી, તાલ તમાલ ભારી;
આ લજવંતી સમીપ. જાતાં, અરે કેવી સુકાતી,
જાણે કામી જોઇને, સતી શરમાઇ જાતી.

સખી સીતા, સામે ગગન સાથે વાતો કરતો અને જાણે અરણ્યમાં નિગાહબાનનું કામ કરતો હોય તેવો શ્રીફળ વૃક્ષ, અને લગભગ તેનાજ જેવો પણ જરા પાતળા કદનો જાણે ઉંચે જવા માટે તેનો સાથ પુરવતો હોયની એવું સુપારીનું વૃક્ષ, વળી તેના વચ વચમાં લવીંગ વૃક્ષ, તમાલ વૃક્ષ, પણ ઘણાં શોભાયમાન દેખાય છે. તેમાં અતીશય હર્ષે કરી ફુલી રહેલી જાઇ, જુઇ અને કેતકીનાં પુષ્પો, પવને કરીને ખરી જઇ પૃથ્વીને કેવી રંગબેરંગી બનાવી દીધી છે, તેના સુવાસથી કરીને આપણા મગજને બહુજ શાન્તિ મળે છે. વળી આ નવમલ્લિકા પુષ્પવેલી એનો જે સ્વામી આમ્ર વૃક્ષ, તેમાં કેવી વિંટળાઇવળી છે! તે જાણે પ્રિયતમથી માન પામતી નવ યોવના, હર્ષને હિંડોળે હિંચકતી હોય તેવી દેખાય છે. વળી આ વલ્કલ વૃક્ષોના સમીપમાં જવાથી વસ્ત્રોરૂપી છાલ સ્રવે છે તે જાણે આપણને યોગી જાણી માન

આપતાં હોય અને વલ્કલ વસ્ત્રો વડે આપણો સત્કાર કરતાં હોય તેવાં દેખાય છે. કારણ કે આવા અરણ્યમાં રહેલા મહાત્માઓને આ વૃક્ષોજ વલ્કલરૂપી વસ્ત્રો પુરાં પાડે છે. સખી,-પરમાત્માની ખુબી બહુજ વિચિત્ર છે. વળી હજુ તો તારે ઘણુંએ જોવાનું છે. પરંતુ સંધ્યાનો સમય થવા આવ્યો છે. માટે ચાલ, આશ્રમ ભણી જઇએ.

કમળ સહુ બિડાયાં, તેજ રવિનું સમાયું,
કુમુદ વન ખિલ્યું ને, ચંદ્ર આકાશ આવ્યું;
દિવસ પતિ જવાથી, પંથિઓ થઇ નિરાસ,
તજી સુપંથ આવ્યા, રાત્રિ કરવા નિવાસ.

જેમ કોઇ ઘરડો માણસ અવસ્થાને લીધે ક્ષીણ કાન્તિવાળો થોડી ગરમીવાળો, ધોળા માથાવાળો, ઢીલા થઇ ગયેલાં ગાત્રવાળો, મંદ પડેલી દ્રષ્ટિવાળો દેખાય. તેમજ સંધ્યા થવાથી દિવસ પણ થોડા પ્રકાશવાળો, થોડી ગરમીવાળો, ધોળાં વાદળવાળો તથા ઝાંખા સુર્ય બિંબરૂપી નેત્રવાળો, શિથિલ વૃત્તિવાળો, થયેલો દૃષ્ટિએ પડે છે. માટે હે સખી, હવે વધુ વાર ન કરતાં આશ્રમ ભણીજ ચાલવું જોઇએ. કારણ કે સુર્ય અસ્ત પહેલાંજ મહાત્માઓનાં નિત્ય કર્મની શરૂઆત થાય છે તે પહેલાંજ આપણે પહોંચી જઇએ તો વધારે સારૂં.



# ઉત્સાહ.

શશિ તુજ કિર્ણથી, જગ લે રિઝાવી.
પૂર્ણ કળાએ, કાલ્હે ન રેહશે.
આ જક્તમાં, દૈવનો એ સ્વભાવ,
ચઢતી કોઇની, જોઇ ન જાએ.

સમ્પૂર્ણ કળા સહિત હે પુર્ણિમાંનાં ચંદ્ર તું તારા પ્રકાશમાન કિર્ણો વડે આખા જગતને ઉજવળ કર. કારણ કે આ જગતમાં દૈવનો એ સ્વભાવજ છે. કે કોઇને પણ ઘણા કાળ સુધી સારીસ્થિતિમાં રહેવાજ દેતો નથી એટલુંજ નહી પણ તેનાંથી કોઈની પણ સારી દશા જોઇજ શકાતી નથી.



મહાત્મા વાલ્મીકિનું આશ્રમ તમસા નદીના સમીપ વાળા પ્રદેશમાં સુંદર વૃક્ષોનાં સમુહથી દેદિપ્યમાન પુષ્પવેલીયોમાં ગાજી રહેલા ભમરાઓનાં મનોહર નાદોથી ઘણુંજ સુંદર દેખાતો હતો, આશ્રમની પશ્ચિમ દિશાએ શિષ્યોને રહેવા માટે તથા જ્ઞાનોઉપદેશ શ્રવણ કરવા માટે એક મોટી પર્ણશાળા હતી. તેમાં કોઇ કોઇ વખત ભુલા પડેલા અથવા સંધ્યા સમયે વિશ્રામ કરવાની ઇચ્છાવાળા મુસાફરો

મણુ આવી ઉતરતા હતા, તેની બાજુમાં કેટલાક તત્વવેતા ઋષીઓ પોતાની પત્નિઓ યુકત રહી પોતાનો કાળ વ્યતિત કરતા હતા, કેટલાંક વન પશુઓ આ મહાત્માઓનાં, સહવાસથી નિર્ભયપણે તેઓની પાસેજ રહેતાં અને આનંદથી ગેલ કરતાં આશ્રમની સમીપ ફરતાં દેખાતાં હતાં. મહાત્મા વાલ્મીકિ કોઇ કોઇ વાર સ્નાનાદિક કરવા માટે જતા તે વખતે જાણે તેવોનો સાથ પુર્વતા હોય અથવા કેટલેક દુર વળાવવા જતા હોય તેમ અસંખ્ય મૃગલાઓ, પાછળ પાછળ ચાલતા, તે સમયનો દેખાવ ઘણો સુંદર અને મનોહર લાગતો હતો, મહાત્મા વાલ્મીકિ સર્વ પર સમતા ભાવ રાખતા. મનુષ્ય શું અને પશુ શું સર્વ પરમાત્મામય છે એમ જાણી તેઓની સાથે શુદ્ધ ભાવે વર્તતા, વળી કોઇ કોઇ વાર જાણે તેવોને બોધ કરતા હોય તેમ કહેતા કે, " ભજ ગોવિંદ મુઢ મતે. " હે મુઢ પ્રાણી ગોવિંદ એવા શ્રી રામચંદ્રનું સમરણ કરો કારણ કે પ્રથમ નથી કર્યું તેથી આવાં શરીરને પામ્યા છો, તો પણ જો નહીં ચેતો અને મુકતીને આપનારો સર્વ ધર્મયુકત એવા જાનકીનાથને નહી ભજો તો આથી પણ અધમ દશાને પામશો. તેમાં જરાએ સંદેહ નથી.

चक्र वत्परि वर्तंते सुखानि च. दुःखानि च. સુખ દુઃખ ચક્રનાં પૈડાંની પેઠે સદૈવ ફર્યાજ કરે છે, નહીં તો પૃથિવપતી રામની પવિત્ર પત્નિ, તે અરણ્યવાસી યોગીયોની પર્ણકુટીમાં કયાંથીજ હોય. જેની સેવામાં સદૈવ હજારો દાસદાસી હાજર રહેતી હતી, તેની સમીપ સમય કાળે કોઇજ દેખાતો નથી. તેથી અનુમાન કરી શકાય છે કે પ્રાણીમાત્રનાં ભાગ્યનો ઉદય તથા અસ્ત કરનાર એક ભાવી છે બીજો કોઇજ નથી.

મહાત્મા વાલ્મીકીનાં આશ્રમમાં આજે એક ઉત્સાહનો આરંભ થાય છે. તે એ કે રઘુકુળ વંશભુષ્ણુ રામચંદ્રની પવિત્ર પત્નિ સીતા, કે જેણે ગર્ભવતી દશામાંજ અરણ્યમાં પ્રવેશ કર્યો હતો. તેનો પ્રસુતી કાળ સમીપમાં હોવાથી કેટલીએક ઋષિપત્નિઓ તેની સેવામાં હાજર હતી, અને અનેક પ્રકારની તૈયારીઓ સાથે દોડધામ થઇ રહી હતી. જે પુત્રને જોવા અને પુત્ર જન્મ થયો એમ સાંભળવા આખી અયોધ્યા ઇચ્છતી હતી. કૌશલ્યાદિક માતાઓ જે પુત્રને પ્રેમયુક્ત દ્રષ્ટિ વડે નિહાળવા, અને પુત્ર થયો એમ જાણી મણિમય રત્ન, અસંખ્ય ગાયો, અને પુષ્કળ દ્રવ્ય આપી, યાચકોને રાજી કરશું. એ સર્વેની સામટી આશાઓ હવાઓમાં ઉડી ગઇ, અને તેજ પુત્રનો જન્મ આજે નિર્જન અરણ્યમાં થતો દેખાય છે, તેથી સમજાય છે કે પ્રારબ્ધની ગતી કોઇથી પણ મિથ્યા કરી શકાતી નથી—

જેને ઘરનાં પુત્ર, ભર્યા ભંડારજ ખોટા,
જેને ઘરનાં પુત્ર, હોય છો ધનપતિ મોટા.
જેને ઘરનાં પુત્ર, વાંઝનું દુઃખ શાલે છે,
જેને ઘરનાં પુત્ર, વંસ તે નહિ ચાલે છે.
તે પુત્ર જન્મ સંસારમાં, આનંદ આપે કુળમણી,
મહાવીર પીડા હરો આ, અજર અમર બાળકતણી.

જે બાળકોનાં જન્મ સમયે નગારાંઓ વાગતાં જોઇએ, તોપોનાં અસંખ્ય નાદો થવા જોઇએ, સરણાઇ, ભેરી, રણસીંગડા, અને તેવાંજ અનેક પ્રકારનાં વાજીંત્રોનાં ઘોસથી આખી પૃથ્વિ ડમડોળ થવી જોઇએ, તે પુત્રોનાં જન્મ સમયે આજે મહાત્માઓની સાધવી

બીયો, એક નાની લાકડી વડે થાળી વગાડતી દેખાય છે, કેવો સમય અને શી વિચિત્રતા, કે જે આનંદ અયોધ્યાના રાજ્યમેહુલોમાં થવો જોઇએ. તે આનંદ મહાત્માઓની પર્ણકુટી અર્થાત જંગલમાં થાય છે, તેથી સમજાય છે કે ભાવીની ગતી રોકી શકે એવો કોઇજ હોતો નથી—

પ્રસવની મહાન વેદનાએ કરી કેટલોક સમય સીતા અચેત પડી રહી પણ જ્યારે તેને શુદ્ધી આવી ત્યારે મુનીબાળાઓ કહેવા લાગી. બ્હેન-સીતા, શાંત થા, અને જો કે આજે રઘુવંશનાં કિર્તિ રૂપી સુર્યનો પ્રકાશ થયો છે, આજે તને રૂપરૂપનાં ભંડાર એવા બે પુત્રો અવતર્યા છે, તે તારી પવિત્ર કિર્તિને દિપાવસે, એટલુંજ નહીં પણ મહાન્ય પરાક્રમી થશે એવી અમારી આશીશ છે—

મુનિ પત્નિઓનાં મુખે ઉપલા શબ્દો શાંભળી, સીતાને પણ ઘણોજ આનંદ થયો, તથાપી થોડીજ વારે અયોધ્યાનું સુમરણ થતાં તેનાં નેત્રો જળથી પુર્ણ ભરાઇ ગયાં, તે જોઇ મુનિબાળાઓ કહેવા લાગી, બ્હેન આવા આનંદનાં સમયમાં પણ તને શોક શા માટે થાય છે કેમકે--

પુત્ર વિના અવતાર, ધિક્ક ધિક્ક માત પિતાનો,
પુત્ર વિના અવતાર, ધિક્ક ધિક્ક વાંઝપણાંનો.
પુત્ર વિના અવતાર, ધિક્ક ધિક્ક ધનપતિ મોટા,
પુત્ર વિના અવતાર, ભર્યા ભંડારજ ખોટા.
તે પુત્ર જન્મ તુજને થયો, જીવો જીવો એ કુળમણી,
મહાવીર પિડા હરો આ, અજર અમર બાળકતણી.

મુની પત્નિનાં મુખોથી આવા વેણ શ્રવણ કરી સીતા બોલી બ્હેનો મારા દુઃખનો કારણ તમારાથી કયાં છુપું છે. વળી પુત્રનાં જન્મથી વિશેષ આનંદ સ્ત્રી જાતને ગીજો કયો હશે. પણ અરે રે મને કયાં અવસરમાં પુત્રનો જન્મ થયો છે. કે જ્યારે તેની માતા તપોવનની એક પર્ણકુટીમાં, અનાથની માફક પડેલી છે ને તેમના પિતા વિરહ દુઃખથી પિડા પામતા હશે. રે હું રામનાં જેવા પ્રતાપી રાજાની પટરાણી હોવા છતાં આજે, તેની પાસે પુત્રની વધામણી ખાનારને આપવા માટે એક પાઈએ નથી. ખરેખર એજ પુત્રો અયોધ્યામાં હું હોવા છતાં જન્મ્યા હોત તો શું ખર્ચ થાત. કેવો હર્શ થાત. એટલુંજ નહી પણ રંકપદથી નષ્ઠ થએલા રંકો, સ્વમુખે, જે જે કાર કરતા જતા હોત, પરંતુ ભાવી ધન્ય છે તુને, અને તારા પ્રભાવને, કે જેને અનુસરી હું આજે આવી વિપરીત દશાનો ભોગ કરૂં છું.

વળી હે સખીયો–આ સમયમાં આનંદ અને શોક એ બેઉ મને સામાન્ય રીતેજ સંતાપે છે કારણ કે જે વખતે રામે મારો પરિત્યાગ કર્યો તેજ વખતે હું મૃત્યુ પામત. પણ આ ગર્ભેજ મુને અટકાવી જીવિત રેહવાની ફરજ પાડી. નહી તો શા માટે હું જીવત, અને લોકોને મ્હારૂં મોઢું દેખાડત. કારણ કે પ્રાણેશ રામ કે જેને મ્હારા વગર એક ઘડી પણ નાજ ચલે, તે મ્હારો ત્યાગ કરે એ મ્હારા દુરદૈવનુંજ ફળ છે, આટલું બોલી સીતા મોટે સાદે રૂદન કરવા લાગી.

સીતાને મહા સંતાપ પામતી જોઇ મુની બાળાઓ બોલી કે

હે સીતા-મ્હારૂં કહેવું ખરૂં છે. કારણ કે તેમ ન હોત તો રામચંદ્ર જેવા શ્રેષ્ઠ પુરૂષ; તે તારા જેવી સર્વ ગુણયુકત પત્નિને શા માટે ત્યાગ કરત. ખરેખર ભાવિજ પ્રાણી માત્રને ભુલાવે છે તેમાં જરાએ શક નથી. નહિં તો રામ જેવા પ્રતાપી પુરૂષની બુદ્ધિમાં ભૃમ થાય એ અસંભવિત ગણાય, પણ બ્હેન હવે રડમાં અને શાન્તિને ધારણ કર, કારણ કે પિતા ભાર્ગવ મુની કેહુતા હતા કે હવે થોડાજ દીવસોમાં સીતાનાં ભાગ્યનો ઉદય થશે એટલુંજ નહીં પણ ઘણા દીવસોથી છુટા પડેલા તારા સ્વામી રામ મ્હાને મળશે. સતી તું ત્હુરા સતીત્વનાં પ્રભાવે તમામ દુઃખોથી મુકત થઇશ. તારા તમામ કષ્ટો દૂર થઇ જશે અને તું સુખી થઇશ, એવી અમારી સમ્પુર્ણ ખાત્રી છે.

અર્ધ રાત્રીએ મહાત્મા વાલ્મીકિની સમાધી ઉતરી. ત્યારે મુની કુમારોએ આવી ખબર આપી. કે હે ભગવાન રામની સહ ધર્માચારણી સીતાએ શ્રવણ માશમાંનાં શુભ મુહર્તે ચંદ્રના જેવા તેજસ્વી બે કુમારોનો જન્મ આપ્યો છે. તે સાંભળી ઘણીજ આનંદની વાત છે, એમ બોલતાં મહાત્મા વાલ્મીકિ તે ચંદ્ર સમાન કાન્તિવાલા. બાળકોને જોવા સીતાનાં આશ્રમમાં પધાર્યા. જયાં ઋષી પત્નિયોનાં કહેવા પ્રમાણે તે કુમારોને ભુત અને રાક્ષસ નાસક રક્ષા કર્યા પછી મહાત્મા વાલ્મીકિએ એક હાથમાં દુરવાનો અગ્રભાગ અને બીજા હાથમાં દુરવાનો ગર્ભ ભાગ લઇ એક વૃદ્ધ સ્ત્રીને આપી બોલ્યા કે જે પ્રથમ જન્મ્યો હોય તેને આ કુશાવતી મર્જન કરો. અને તેનું નામ કુશ પાડો, તથા બીજાને લવ વતી મર્જન કરી તેનું નામ લવ પાડો. આ પરમાણે કરવાથી આ બે બાળકો લવ

અને કુશને નામે જગતમાં પ્રખ્યાત થશે, એટલુંજ નહીં પણ મહાન પરાક્રમી અને ત્રીલોકને જીતી શકે એવા બળવાન થશે. એટલું બોલી ત્યાંથી અદ્રષ્ટ થઇ ગયા—

જે વખતે મુની કુમારો મહાત્મા વાલ્મીકીને ખબર આપવા ગયા તે વખતે ચ્યવન મુની સાથે પોતાની ચતુરંગણી સેના લઇ શત્રુઘન. બળવાન લવણાસુરનો નાશ કરવા માર્ગમાં પડતી વાલ્મીકીની પર્ણશાળામાં રાત્રિ વ્યતિત કરવા ઉતારો કર્યો હતો. તેના કાંનોમાં મુની કુમારોનાં બોલોનો પ્રવેશ થતાંજ તે ઉઠીને બેઠો થયો અને વિચાર કરવા લાગ્યો કે આ શું? સીતા આ આશ્રમમાં હશે? અથવા મુની કુમારો જેની શુભ ખબર આપે છે તે પ્રતાપી રામચંદ્રના કુમારો હશે? શું સીતા હજુએ જીવતી હશે? એવા વિચારમાં ને વિચારમાં રાત્રિ વ્યતિત થઇ ગઇ અને સવારે સુર્યોદય થતાં તો પ્રયાણ કરવુંજ જોઇએ. જાણી વળતે ફેરે તપાસ કરશું એમ વિચાર કરતાં લવણાસુરને મારવા ત્વરાથી ચાલતા થયા.

सर्पाः पिबन्ति पवनं नच दुर्बलास्ते
शुष्कै स्तृणैर्वनगजा बलिनो भवन्ति
कन्दैः फलैर्मुनिवारः क्षपयन्तिकालं
सन्तोष एव पुरुषस्य परं निधानम्

ફકત પવન ઉપરજ નિર્વાહ કરનારા સર્પો કંઇ દુર્બળ દેખાતા નથી, તેમજ જંગલની વનસ્પતિનાં પાંદડાંઓથી ઉદરપોષણ

કરનારા ગજ જે હાથી તે કંઇ બલહીણ હોતા નથી. તેવીજ રીતે કંદમુળ પર આજીવિકા ચલાવનારા મહાત્માઓ પણ ઘણા કાળ જીવે છે. તેથી સ્પષ્ટ સમજાય છે કે સંસારમાં સંતોષના જેવું કોઇ પણ સુખ નથી.

## તત્વ બોધ.

ગજરાજ શું વન જગ્તમાં, મદથી ફરે છે ઝુલતો,
એક દીવસ કાળ પધારસે, મરસે નકી તું ભુલતો.
બળનો હતો નહી પાર, જે ચતુરંગ સાથે ચાલતાં,
તે આજ દેખાતા નથી, બહુ વીર સાથે મ્હાલતા.
આવી ગયા આ જગ્તમાં, ધરતી જેનાથી ધ્રુજતી,
કોઇ ન રહ્યા બળવાન, જેના ભારથી મહિ ડોલતી.
ફુલ્યા કંઇક વનરાય તે, જેમ ફુલી કરમાઇ ગયા,
તેમ આવિ આવી જગ્તમાં, કંઇ વીરતો ચાલ્યા ગયા.
ભરતી પછી જેમ ઓટ છે, દેખાય છે તે તુટસે,
આ જીવત નિશ્ચય કુંભ કાચો, એક દિન તો ફુટસે.





# વિયોગ.

હતા ગર્જતા અશ્વ ને કુંજરો જ્યાં,
સુવર્ણ તણા કોટ તો શોભતા ત્યાં;
તપ તો હતો સુર્ય સમ ભાગ્ય જેનું,
આજે નથી નામ નીશાન તેનું.

સર્વ કામનાંઓને પ્રાપ્ત કરનારી એવી લક્ષ્મી પ્રાપ્ત થઇ તેથી શું ? કારણ કે તે જળનાં તરંગો જેવી ચંચળ હોવાથી એક દિવસ જરૂર ત્યાગ કરી ચાલી જશે, તેમજ શત્રુનાં મસ્તકમાં, પગ મુકી વિજય પ્રાપ્ત કર્યો તેથી શું ? કારણ કે એક વખત તો આપણો પણ પરાજય કાળને હાથે થનારજ છે. વળી વૈભવે કરીને આશ્રયમાં રહેલા સેવકોને રાજી કર્યા તેથી શું? કારણ કે જ્યાં સુધી દ્રવ્ય છે ત્યાંજ સુધી તેઓ તાબેદાર થઇને રેહશે અને માન આપશે. તે ઉપરાન્ત શરીર એક કલ્પ સુધી રહયો તેથી શું ? કારણ કે અંતે તો તેનો પણ નાશ થનારજ છે ત્યારે એ મુંઢ પ્રાણી તને કઈ વસ્તુ વડે આ માયાવી સંસારમાં સુખનો ભાસ થાય છે –

સમય નદીના પ્રવાહ સમ વહીજતાં રઘુકુળ ભૂષણ રામના પ્રતાપી પુત્ર લવ અને કુશની ઉમર દસથી બાર વરસની થવા આવી છે. મહાત્માનાં સહવાસથી તેઓની તીવ્ર

બુદ્ધિ દિવસે દિવસે વૃદ્ધિ પામતી જાય છે. દરેક શિષ્યો સાથે વેદનો ઉચ્ચાર કરવો, સંધ્યા, ઉપાસન, અને યોગીઓને છાજે તેવાં નિત્ય કર્મો કરી રહ્યા પછી મહાત્મા વાલ્મીકિ આગળ ક્ષત્રિઓને શીખવા યોગ્ય ધનુષ્ય વિદ્યા શિખવી, શત્રુનો પરાજય કંઇ રીતે કરવો, તે ઉપરાંત શત્રુનાં મહાન સૈન્ય સાથે કઇ રીતે યુદ્ધ કરી વિજય પ્રાપ્ત કરવો, તેનું સંપૂર્ણ જ્ઞાન મહાત્મા વાલ્મીકીએ આપ્યું હતું, કારણ કે તેઓ પણ બાણાવળીમાં સૌથી અગ્રેસર હતા. વળી રાજકુમાર લવ અને કુશ પ્રત્યે તેઓનો બહુજ પ્રેમ હતો. તેથી અનેક પ્રકારનાં શસ્ત્રોનું સંપૂર્ણ જ્ઞાન. બાળકોના હૃદયમાં ઉતારી પૂર્ણ પરાક્રમી બનાવ્યા હતા. એટલુંજ નહીં પણ પોતે બનાવેલી "સંગીત રામાયણ" કે જેમાં રામ અને સીતાના ચોવીસ હજાર શ્લોકનો સમાવેશ કર્યો હતો, તે તમામ આ બાળકોને મોઢે પાઠ કરાવવામાં તેઓએ ઉત્તમ બુદ્ધિનું અવલંબન કર્યું હતું. જેમ પ્રભાત સમયે સુર્યોદય થતાં ઘડીએ ઘડીએ તેનાં તેજની વૃદ્ધિ થતી જાય છે, તેમજ લવ અને કુશાની ઉમર વધવાં તેઓનું પરાક્રમ પણ વૃદ્ધિ પામવા લાગ્યું. અરણ્યનાં કેશરી સિંહો તેઓનાં મિત્રો હતા. મૃગલાઓ તેઓનાં બંધુ વર્ગ હતા, અને અરણ્ય એજ તેઓને આનંદ આપનાર રમણિય ભુમી હતી, કોઇ કોઇવાર આ બે બાળકો પર્ણકુટીથી બહુજ છેટે નિકળી જતાં અને પર્વતો પરથી વેહતાં પાણીનાં નિર્મળ ઝરાઓનું અવલોકન કરતા, તે વખતે કેટલાએક મૃગલાઓ, જરા પણ ડર્યા વગરજ તેઓની સાથે ને સાથેજ ફરતા હતાં. તે ઉપરાંત કોઇ કોઇ સમયે તે વનમાં નિવાસ કરનારા કેશરી સિંહો પણ આ વિકારથી રહિત થએલા બાળયોગી લવ અને

કુશની સમીપ આવી આનંદથી ગેલ કરતા તે વખતનો દેખાવ એટલો તે ભયંકર લાગતો કે ગમે તેવા પુરૂષને આશ્ચર્ય ઉત્પન્ન કર્યા વગર રહેજ નહી. પરંતુ વિચાર દ્રષ્ટિએ અવલોકન કરતાં એમાં આશ્ચર્ય જેવું શું છે? કારણ કે જેમ વસ્ત્ર રંગના સમાગમથી રંગને આધીન થાય છે, તેમ મનુષ્ય પણ જો સતસંગ સમાગમ કરે તો, તે પણ તેનાંજ જેવો દુર્ગુણોથી રહિત થઇ જાય છે, યાને તે પણ સંતજ થઇ જાય છે. તેજ મનુષ્ય જો દુર્જનની સાથે સમાગમ કરે તો તે પણ દુર્જનજ થઇ જાય. એટલુંજ નહી પણ અધમ કૃત્યોનું આચરણ કરે છે, તેવીજ રીતે પશુપક્ષિ અને દરેક પ્રકારનાં જીવો સમાગમે સુધરે છે. અને સમાગમે બગડી જાય છે, તેથી સમજાય છે કે-મનુષ્યોને સત માર્ગે દોરી જનાર અને ભવભયનાં મહાન દુઃખથી મુકત કરાવનાર એક સમાગમજ છે કે જેનાં પ્રભાવે મનુષ્યોમાં ઉત્તમ બુદ્ધીનો ઉદય થાય છે. માટેજ કહ્યું છે કે—

સતસંગત છે અતિ શ્રેષ્ટ જગતમાં, લોહું કંચન થાએ;
સતસંગ થકી નર પામર પશુ પણ, નારાયણ બની જાએ.

તેવીજ રીતે મહાત્માનાં સહવાસથી મહાત્મા રૂપજ થઇ ગએલા લવ અને કુસ ન્હાનાં ન્હાનાં ધનુષ્ય બાણ ધારણ કરી અરણ્યને વિશે વિચરતા તે વખતે કોઇ કોઇવાર મહાત્મા વાલ્મીકિ પાસેથી શિખેલી "સંગિત રામાયણ" કે જેમાં રામ અને સીતાનાં ચરિત્રનુંજ સમાવેશ કરેલું છે તેનો ઉચ્ચાર પોતાનાં મધુર કંઠ વડે કરતા, તે સાંભળી અરણ્યનાં વિશે નિવાસ કરનારા વનપસુઓ પણ મોહિત

થઇ જતા તો પછી મનુષ્યનું તો શું એ કહેવું. આવી રીતે દુઃખ સુખને સામાન્ય રીતે ગણી રાજકુમાર લવ અને કુશ પોતાનો કાળ વ્યતિત કરતા હતા.

મહાત્મા વાલ્મીકિના અશ્રય તળે સુખ દુઃખને સામાન્ય ગણુનારી સતી સીતા, આજે એ બાળકોની માતા થઇ પોતાનો કાળ વ્યતિત કરે છે જો કે રામનાં પ્રત્યે તેની લાગણી જરા પણ ઓછી થઇ ન હતી, તો પણ કેટલોક સમય બાળકોનાં હાસ્યવિનોદમાં વ્યતિત થતાં સીતાનાં દુઃખમાં સેજશાજ ઘટારો થયો હતો. વળી ઋષીપુત્રી માલીની સંધ્યા સમયે તેને વનલીલા જોવા લઇ જતી-ત્યાં પણ કેટલોક સમય તેનાં હૃદયને શાન્તિ મળતી કારણ કે નદીનાં પ્રવાહને નિરખી, એટલુંજ નહીં પણ અરણ્યને વિષે વિવિધ પ્રકારનાં વનપશુઓની વિચિત્ર ચેષ્ટાઓ જોઇ તેનું હૃદય કેટલાક સમય સુધી આનંદમાં લીન થઇ જતું હતું.

કોઇ કોઇ વાર આશ્રમનાં સમીપમાં રહેલા અશોક વૃક્ષો તળે જતાં સીતાને રામની યાદ આવતાં જાણે કોઇને સંબોધીને કહેતા હોય કે હે અશોકવૃક્ષ, તારૂં નામજ અશોક છે, પરંતુ ગુણો અશોકના જેવા નથી. કારણ કે ત્હારી સમીપમાં આવ્યા છતાં મ્હારો શોક ઓછો થતો નથી. અશોક તો તેજ કહેવાય છે, જે શોકનો નાસ કરે, જો તું શોકને નાશ કરવા શકતીવાન નથી, તો તું અશોક પણ નથી. કારણ કે—

સીતલ સુગંધી, વૃક્ષ તુજ છાયા,
પ્રભુનાં વિનાં આ, નિર્માલ્ય માયા.

મુજ શોક હરવા, કર યત્ન ભારી,
તુજ શરણ આવી, રઘુવંશ પ્યારી.

શર્દઋતુની મનોહર રાત્રીને વિષે, આકાશમાં મંદ મંદ પ્રકાશ કરનારો ચંદ્ર, કોનાં હૃદયને શીતળ કરતો નથી. યર્થાત આખી સૃષ્ટિને પોતાનાં કિરણો વડે શીતળ કરે છે, શાન્તિ આપે છે. તેથી વધુ શીતળ ચંદન છે, જે મહા ઝેરી સર્પોને પણ શીતળ કરી શાન્ત કરે છે. એ સર્વે શીતળ હોવા છતાં પણ મુને શીતળ કરી શકતા નથી. પણ ઉલટું સંતાપ ઉત્પન્ન કરે છે. તેથી સમજાય છે કે સર્વ કર્તા વધુ શિતળતા પ્રિયજનોનાં સમાગમમાં રહેલી છે. કારણ કે પ્રેમીને પ્રેમી મળતાં, જે આનંદ ઉત્પન્ન થાય છે તે આનંદ શિતળ પ્રકાશ કરનારો ચંદ્ર આપી શકતો નથી, વળી-જે આનંદ રઘુનાથના ચરણ કમળનાં દર્શન માત્રમાં રહેલો છે તે આનંદ ચંદન કે-ચંદ્રનાં પ્રકાશમાં નથી. જે સુખનો ભાસ રઘુનાથનાં સમીપમાં થાય છે તે સુખનો ભાશ અશોકનાં સમીપમાં નથી. કારણ કે—

ભલે સુખ સ્વર્ગનું હોએ, વીયોગી દુઃખ ધારે છે,
વીયોગીને વિરહ અગ્નિ, પ્રભુ વિણ મોત મારે છે.
કરે શું શાન્ત અંતર આ, સુગંધી પવનની વાયુ,
હૃદય તો રામ પાસે છે, શરિર આ ધામમાં આવ્યું.

માલીની-સખી સીતા-તું તો વારેને વારે તેજ વાત સંભાર્યા કરે છે. પણ જાણતી નથી કે પ્રારબ્ધ રૂપી સરિતાનાં વેગને કોણ રોકવા શકિતવાન છે. સુખ દુઃખ દરેક પ્રાણીને ભોગ કરવાજ પડે

છે કારણુ કે તેમ ન હોત તો. હરિશ્ચંદ્ર, નળ, અને રામ, જેવા મહાન રાજેશ્વર તે સહુન ન થઇ શકે એવા દુઃખને પામતજ નહિ. માટે હે સખી-શાન્ત થા અને ઇશ્વરની અદભૂત લીલાનું અવલોકન કર-ને વળી સામે દૃષ્ટિ કર. અને જો ખભામાં ન્હાના ન્હાના ધનુષ્ય બાણુ ધારણુ કરેલા એટલુંજ નહી પણુ વ્યાઘ્રચર્મ જેનાં અંગોમાં વિંટાયલો દૃષ્ટિએ પડે છે એવા ચંદ્રનાં જેવા તેજસ્વી તારા કુમારો લવ અને કુશ તારા ભણીજ આવતા હોય તેવા દેખાય છે.

લવ અને કુશ—માતાજી પિતા ભાર્ગવ મુનીએ આજે અમારા બેઉ જણુની ધનુષ્ય વિદ્યાની પરિક્ષા લીધી છે. તેમાં અમે અન્ય શિષ્યો કરતાં શ્રેષ્ટ ઠર્યા છે, તેથી અમારા પર પ્રસન્ન થઇ ભગવાન વાલ્મીકિએ કહ્યું છે કે, એક સમય તમો ત્રૈયલોક્ય પતીને જીતી વિજય પ્રાપ્ત કરશો-એમાં જરાએ શંશય નથી. ત્યારે માતા-તેવો સમય ક્યારે પ્રાપ્ત થશે વારૂ—

સીતા—બાળો ધિર્ય ધરો, તમારી હરેક આશા પરબ્રહ્મ પરમાત્મા પૂર્ણ કરશે. કારણુ કે હરેકની અવધી છે તો પછી તમારા દુઃખની અવધી કેમ ન હોય, સમય કાળે સહુ દુર જશે, અને તમારા ભાગ્યનો સૂર્ય પાછો પ્રકાસ કરશે. પરંતુ ભાઇ તમો ભુખ્યા તો થયા નથી. ચાલો મેં તમારા માટે સાચવી રાખેલાં સુંદર મિષ્ટ ફળો આપું. આ પ્રમાણે કહી સખી માલીની સાથે સતી સીતા પર્ણશાળા ભણી ચાલતી થઇ—





# મહાત્મા દર્શન.

વસંત જોઇ, તરૂઓ ફુલાએ,
કોકીલ ટહુકાં, કરતી જણાએ;
છતાં ન પુલ્યો, કરીલ કેમ,
વિધિ ગતિ કદી જાણી જાએ ન તેમ.

સૃષ્ટિ માત્રનાં જીવો એકત્ર થઇ જો કોઇનું ભલું કરવા ઇચ્છતા હોય પરંતુ દૈવ વાંકો હોય, તો તેઓનો પ્રયત્ન ઉસરમાં વાવેલા બીજનાં જેઓ નિર્થક જાય છે; પણ સિદ્ધ થઇ શકતું નથી. જેમ સૂર્યનાં અસ્ત સમયે તેનાં કિરણો પણ અસ્ત થતાં જાયછે, કમળો બિડાય છે, અને કુમુદવન પ્રફુલ્લિત થતો દેખાય છે, એ કારણ પ્રત્યે લક્ષ આપતાં સપૃષ્ટ થાય છે, કે-કર્મ ગતી ફરતાં, પ્રિયજનો પણ ફરી જાય છે, આવો સમય પ્રાપ્ત થતાં પ્રાણી માત્રને અથવા તો દૈવનાં દ્રોહીને બ્રહ્માપણ સુખીકરવા સમર્થ નથી, તો અન્ય પ્રાણી શા વિશાતમાં?



હો આશ્રમ નિવાસી, સાવધ થાઓ અને આશ્રિત જીવોનું રક્ષણ કરો. કારણ કે અયોધ્યાપતિ રાજેંદ્ર રામ આજે આ વનને વિષે મૃગયા કરવા પ્રવેશ કરે છે.

સીતા ( સમાધીમાંથી જાગ્રત થઇને ) કોણ મ્હારા હૃદય શિરોમણી રામ ! જેને હું સમાધીમાં હમણાંજ જોતી હતી, તેજ મ્હારા પ્રાણેશવર રામ ! જેને હું રાત્રી દિવસ રટણજ કર્યા કરૂં છુ, તેજ મ્હારા અવધેસ રામ ! રામ ! રામ ! હા રામ, તમ્હારૂં સુંદર મુખ જોવા, અને તેમાંથી નિકળતાં અમૃત રૂપી મધુર વચનો શ્રવણ કરવા કયારે ભાગ્યશાળી થઇશ ! પાછા તમે મલશો, ભુલી ગએલીને સંભારશો, યાદ કરશો, ગુરૂ વાલ્મીકિ અને મહાત્માં નારદનાં વાકયો ખરા પડશે, મારા ભાગ્યનો ચક્ર ફરશે નહી નહી આ આશા સ્વપ્નાંવત છે કારણ કે—

સિંહુ ગમન, સમર્થ વચન, કદલી ફરે એકવાર,
પ્રેમદા તેલ, ને રાજહઠ, ફરે ન બીજીવાર.

પ્રજા હિત માટે પરિત્યાગ કરેલી પ્રિયા એવી જે હું, તેને પાછી ધારણ કરે. લિધેલી પ્રતિજ્ઞાને મૂકે, એ બનવુંજ બહુજ દુર્ઘટ છે, તોપણ મુની વાકયનો મર્મ કંઇ સમજી શકાતો નથી વળી તેઓએ હું સીતા છું એમ જાહેર ન થવા માટે પણ મ્હારી પાસે સખ્ત પ્રતિજ્ઞા કરાવી છે, એ બધું શું હશે. શા માટે હશે, તે કંઇપણ મ્હારા સમજવામાં આવતું નથી. કોઇકવાર હું બહુજ નિરાશ થતી તે વખતે તેવો બોલતા કે—પુત્રી નિરાશ ન થા તારા ભાગ્યનો ઉદ્દય થશે એ ભેદ શો હશે, કોઇ દીવસ નહી ને આજેજ મ્હારા હૃદય શિરોમણી 'રામ' તે આ વનને વિશે એકાએક કેમ આવ્યા હશે, ઘણા દીવશો થવાથી તેવોને મ્હારૂ, સ્મરણ પણ નહીં હોય, વિશારી મૂકી હશે ભુલી ગયા હશે, શું હું તેઓને મળી શકિશ, હૃદયની વેદના, વિયોગથી થતાં દુખો

અને તેઓનાં વિનાં થએલા આ વિપરીત હાલો, તે સર્વ મ્હારા હૃદયમણી જે રામ તેઓને કહી શકીશ;–પગો, ઉતાવળા થાઓ, શરીરનાં દરેક અવયવો દૃઢ થાઓ, નેત્રો તે પવિત્ર મુર્તીને નીરખવા તૈયાર થાઓ, અને ભુજાઓ તમારા ભુવનેશ્વરને ભેટવા ત્વરા કરો, હૃદય લાગણી તમારા આનંદ દાતા પ્રત્યે વળો. નેત્રો અવધેસને નિહાળી પાવન થાઓ કારણ કે–તેનુંજ આશારૂપી ઝરણ આ હૃદયમાં વહે છે, માટેજ હું જીવું છું. જ્યાં રામ છે ત્યાંજ સર્વ છે. જ્યાં રામ નથી ત્યાં કંઇજ નથી, સ્વર્ગનાં વૈભવો પણ સ્વામી વિના નકામાંજ છે, તુચ્છ છે. કારણ કે—

હવે નહીં રેહવાએ, શાન્ત હૃદય નવ થાએ.
ચિત્ત અમારૂં સ્વામીને મળવા, બહુજ ઉતાવળું થાએ.

અહો, પણ હું આ શું કરૂં છું, ગુરૂની આજ્ઞાનું ઉલંઘન! હૃદય લાગણી શાન્ત થા, ઉતાવળી માં થા. ભુલ માં ખા, તારો પુન્યસ્વરૂપ પ્રભુ, તને મળશે. ઘણાં દીવસની આશા ફળશે, ગંગા સાગરની સાથે ભળશે. વળી મ્હારૂ હૃદય રામમયજ હોવાથી તેઓને અત્રેજ લઇ આવશે. કારણ કે હૃદય લાગણીનો એ પ્રભાવજ છે, કે-જે, જેને શુદ્ધ અંતઃકરણથી ચાહે છે. તે તેને આફેડોજ પ્રાપ્ત થાય છે. જેમકે—

સહસ્ર ક્રોડ યોજન, થી શશી આવી મળતો,
કુમુદનો હૃદય જો, શુદ્ધ થઇ સ્નેહ કરતો.
છે સમીપ ચક્ષુ, શ્રવણની પાસ તો એ.
મળી શકે કદીનાં, નેત્રની દ્રષ્ટિથી એ,

તેવીજ રીતે એ સહુ શુદ્ધ અંતઃકરણનો પ્રભાવ છે; કે—જે જેને ચાહે છે, તે તેને પ્રાપ્ત થાય છે. એવો દૈવી સત્તાનો નિયમ છે. પ્રેમની અદભુત ખુબી છે, અશાહ્યમાં અશાહ્ય વસ્તુ પ્રેમથી કરીને પ્રાપ્ત કરી શકાય છે, તેજ વસ્તુ સમીપ હોવા છતાં પ્રેમ વગર પ્રાપ્ત કરી શકાતી નથી, એવો પ્રેમનો અદભુત પ્રભાવ છે.

તો તે પ્રેમ વડે હું અવધેશને પામીશ. કારણ કે તેઓનાં પ્રત્યે મારી ભકતી પણ કંઇ ઓછી નથી, સુતાં, જાગતાં, ઉઠતાં, બેસતાં, તેનુંજ ચિત્વન આ હૃદયમાં થયા કરે છે, પણ તેમાં હું કંઇ પણ વિશેષ કરતી હોઉં તેવું કંઇજ નથી, કારણ કે—પતીપરાયણ રહેનારી પ્રેમદાઓને એનજ કરવું ઘટાર્થ છે. કારણ કે પતીજ તેઓનો પરમાત્મા છે, અન્ય દેવ અન્ય મનુષ્ય એ સર્વ પતીની પાસે સતીને નિરમાલ્ય છે નકામાં છે.

આવી રીતે વિચાર કરતી સીતાએ ઉંચી નજર કરી તો તેની સમક્ષ, એક ભયંકર યોગમુર્તી ઉભેલી દેખાઇ. ભગવા વસ્ત્ર સાથે મૃગચર્મ તેનાં શરીરની આજુબાજુ વિંટળાયલું હતું, સફેદ સ્વચ્છ વાળો, તેનાં વૃદ્ધાત્વની નિશાની આપતા હોય તેમ માથા પર પથરાઇ રહેલા હતા. તેમાં દાઢી પણ વધી જઇ છેક નાભીની મુલાકાત લેતી હોય તેમ દ્રષ્ટિએ પડતી, કંઠમાં રૂદ્રાક્ષમાળ તથા વૃદ્ધ અંગે ભભૂત ધારણ કરેલા સીતાની દ્રષ્ટિએ પડયા.

તે જોઇ સીતાએ તુર્તજ ઉભા થઇ તે મહાત્માને માથું નમાવ્યું એટલે તે વૃદ્ધનાં મુખમાંથી કંઇક ગંભીર ધ્વની બહારે પડી—પુત્રી શાન્ત થા, તારા પતીને મલવા તારી મનોવૃતી બહુજ ઉતાવળ કરે

એ જો કે અસંભવિત નથી તો પણ કેટલાક કારણોને અનુસરી હું તેમ કરવા, અથવા તો તારા પતીથી સ્પષ્ટ મળવા, તને અટકાવું છું. તારે મારી આજ્ઞા પ્રમાણે ચાલવું એજ તારા હક્કમાં સારૂં છે. ને તેજ તારૂ ભવિષ્ય સુધારનાર છે, છતાં તારી મનોવૃત્તી, પતી સ્નેહ, અને પતી પ્રત્યે રહેલી તારી અપુર્વક ભકતી જોઇ મ્હારૂં હ્રુદય પણ નરમ પડે છે ને તે તને આજ્ઞા કરે છે કે તું જા, અને તારા સ્વામીનાં દરશન કર-પણ તેની દ્રષ્ટિએ ન પડે માટે લે આ-અદ્રષ્ટગુટીકા મોહમાં રાખવાથી કોઇ પણ પ્રાણી તને જોઇ શકશે નહી પરંતુ તું સર્વને જોઇ શકીશ.

નીચું માથું કરી સાંભળી રહેલી સીતાનાં હાથમાં મુકયું. તત્ક્ષણે સીતાએ ઉંચી દ્રષ્ટિ કરી તો તેઓ તે સ્થાનમાંથી અદ્રષ્ટ થએલા જણાયા. અહહહ શું તપોબળનો પ્રભાવ. વાંચક-ઓળખી લે, તપનાં પ્રભાવેજ શ્રેષ્ઠ થએલા લવ અને કુશનાં પાલક પિતા ભવિષ્ય વકતા મહાત્મા વાલ્મીકિ ખરેખર—

સંગતસે ગુન હોત હય, સંગતસે ગુન જાય,
વાંસ ફાંસ અરૂ મિસરી, એકે ભાવ વિકાય.

મનુષ્યમાં શારી અથવા ખરાબ બુદ્ધી ઉત્પંન કરનાર અને ઉંચને નીચ તથા નીચને ઉંચ બનાવનાર એક સતસંગજ છે, જેનાં પ્રભાવે અધમમાં અધમ પુરૂષ દેવ તરીકે પુજાય છે એટલુંજ નહી પણ પારસમણીનાં પ્રતાપે લોખંડ પણ કંચન થઈ જાય તે ઉપરાંત ગંગામાં મળી ગએલાં શેરીનાં પાણીને દેવતાઓ પણ મસ્તકમાં ચઢાવે છે. એવો સતસંગતનો પ્રભાવ છે—





# દિવ્ય સંગિત.



અમુલ્ય સુવર્ણ, ક્યાં ગુંજ રાતું,
કનિષ્ટ સાથે, છે તોલ થાતું.
વિધિ ગતિ પ્રબળ, કોઇથી નવ કળાએ,
રવિ સમીપ આવી, કેતુનો જન્મ થાએ.

કોઇ એક વાદીએ પોતાની જીવકા માટે એક સર્પને કરંડીયામાં પુર્યો, તેથી તે સર્પનું શરીર બહુજ પિડાવા લાગ્યું, સર્વ આશાઓ ભંગ થઇ ગઇ એટલુ જ નહી પણ ક્ષુધાએ કરીને તેની ઇંદ્રિયો તમામ સ્થિલ થઇ ગઇ, એવામાં, દૈવયોગે રાત્રીને વિશે એક ઉંદર, ખોરાકની આશાએ કરંડિયામાં બાકું પાડી અંદર પેઠો, તો ત્યાં પોતાનો ખોરાક ન મલતાં પોતેજ સર્પનો ખોરાક થઇ પડયો. શર્પ ઉંદરનું ભક્ષ કરવાથી ટટાર થયો અને તેજ બાકાંમાંથી બહાર નિકળી ગયો. એ પરથી શિક્ષ થાય છે કે, મનુષ્યને સુખ, અને દુ:ખ જે જગા પર જે વખતે લખેલા હોય છે; ત્યાં જેમ પશુઓને કોઇ દોરડાથી બાંધીને લઈ જાયછે તેમ દૈવગતિ તેને તે જગાપર લઈ જાય છે અને તેને અનુસરીનેજ સર્વ લોકો સુખ દુ:ખના ભોકતા થાય છે, તેથી સમજાય છે કે–" જન ચહે લાખ પ્રયત્નો કરે, થાય જે ધાર્યું ધરણીધરે."



# વાલ્મીકિ કૃત સંગિત.

**લવ અને કુશ.—**

**त्याग करी मिथलेस कुमारी । जातभयो लक्ष्मण सुखकारी ॥**
**कौन हेत सती विपिन निकारा । जानि न जात प्रभु चरित्र अपारा ॥**



થ સેવકો સત્વર સિધાઓ, અને જુઓ કે આ ઘોર અરણ્યમાં આવા મધુર સ્વરનો ઉચ્ચાર કરનાર કોણ છે તેને સત્વર તેડી લાવો.

જેવી આજ્ઞાઃ—કહેતા કેટલાક સેવકો ઉપલા સંગિતનાં ઉચ્ચાર કરનારને શોધ કરવા માટે વાલ્મીકિ વનની ઘનઘોર લતાઓ વચ્ચે અદ્રશ્ય થઇ ગયા. રામ વિચાર કરતા એક સ્ફાટિકમણીનાં જેવી ચમકારા કરનાર પથ્થરની શિલા ઉપર બેઠા. તેટલામાં પાછો અવાજ આવ્યો.

**जागि सियाजब देखन कोइ । हृदय मध्य बहु व्याकुल होइ ॥**
**कौन हेत प्रभु हमय विसारि । त्याग करी कस जन सुखकारी ॥**

અહો વન લતાઓ. કે અંત્રિક્ષમાં રહેનારા દેવતાઓ, ગંધર્વો કે પછી ગમે તે હો, પરંન્તુ બસ કરો, કારણ કે મ્હારાથી થએલી ભુલો, અને તેનાંથી કરીને સીતા પર પડેલાં અસંખ્ય સંકટો, તેનું સ્મરણ કરતાં, મ્હારા હૃદયમાં બહુજ ખેદ થાય છે. કારણ કે સતી સીતાનાં પરિત્યાગ રૂપી અગ્નિમાં, હું બળી રહ્યો છું. તેમાં તમો, આ સંગિત રૂપી ઘૃત નાખી વધારે પ્રજવલિત કરો છો.

તમારૂં મધુર સ્વર સુણિને, થયું ચંચળ હ્રદય મારૂં,
કર્યું વિપરીત મેં પ્યારી, હતું કંઇ દોષ ના તારૂં.
યાદ આવી જતાં વ્હાલી તણી, ચિંતા હ્રદમાં થાય છે,
સીતા સીતા રટણ કરતાં, દીવસ વિત્યા જાય છે.

**धाए बाग मृग विपिन विरुथ्था । सिताहि घेरि अडे मृग युथ्था ॥**
**घन घमंड बादर नभआई । सीता परे रह्यो छत्र लगाई ॥**

રામ—ખરેખર—

સમીપ છે કે દુર છે, પાસે કે લાંબે વશે.
કોણ છે આ વન મહી, મ્હારી દશા જોઇ હશે.

બોલો, બોલો, વન દેવી, વન દેવતાઓ, બોલો, તમારા હ્રદયમાં છુપાયલી મ્હારી પ્રિયત્માની જીવનની ખબર, તેનાં કઠોર હ્રદયવાળા પતીની પાસે ખોલો-અને કહો, કહો-કે, કયાં છે, કયાં છે. તે જનક દુલારી=તેનાં વિનાંની થઇ છે, કેવી દશા મ્હારી—

ત્યાગ કર્યું સીતા તણું, રજક વચન શ્રવણે ધરી,
હવે સોચ બહુ થાય છે, કે હશે કયાં એ સુંદરી.
આરામ કયાં છે રામને, રામા વિના સંસારમાં,
સીતા વિનાનું શું રહ્યું; કેહશો હવે સંસારમાં.

પ્રેમીને પ્રેમીની સમીપમાં રહેવું તેનાં જેવુ બીજું સુખ નથી. તેમજ પ્રેમીથી પ્રેમીનું વિયોગ થવું તેનાં જેવુ બીજું દુઃખ નથી, સ્નેહની અદભુત ખુબી છે. સ્નેહની અંદર રહેલી અદભુત મજા કે

જે પ્રેમી જનો ભોગ કરે છે. તે મજા સ્વર્ગને વિષે નિવાસ કરનારા, ઇંદ્રને પણ પ્રેમ વગર પ્રાપ્ત કરી શકાતી નથી. પ્રેમમાં શું આનંદ છે, તે કોઇ પ્રેમી જનોને પુછો, તેમજ જુદાઇ કઇ રીતે થાય છે, અથવા જુદાઈમાં શું દુઃખ છે, તે કોઇ પ્રેમીથી જુદા થએલાને પુછવામાં આવે તો કંઇપણ યોગ્ય ખુલાસો કરે ખરો.

ખરેખર વીંછીની પીડા, કહે શું અન્ય જન કોઇ,
કુંવારી શું હૃદય જાણે, જે પીડા પ્રવશની હોઇ.
ભર્યાં ભંડાર છે જેને, નહી દુઃખ રંકનાં જાણે,
ખિલોડી હોય ખખ્ખરની, તે સાકર મિષ્ટ નાં માને.

લક્ષ્મણ—વડીલ બંધુ, તે આજ વાલ્મીકિ વન છે. જ્યાં આપની આજ્ઞા થવાથી, સતી સીતાને સુતી મુકી હું અયોધ્યા પાછો ફર્યો હતો. ખરેખર તે બનાવોનું સ્મરણ થતાં, જાણે હમણાંજ બન્યાં હોય તેવો ભાસ થાય છે. આવા ઘોર અરણ્યમાં, જાગ્રત થયા પછી, તેઓનું શું થયું હશે. અથવા તેનું કોણે રક્ષણ કર્યું હશે. તે કંઇ પણ સમજી શકાતું નથી.

રામ—તેજ વિચારો હમણા મ્હારા હૃદયને અશાંન્તિ ઉપજાવી સીતાનું સ્મરણ કરાવી રહ્યા હતાં, તેમાં જ્યારથી તે દિવ્ય સંગિત, મ્હારા કાનોમાં પ્રવેશ કર્યું છે. ત્યારથી તો મને ચેનજ પડતું નથી. તે સંગિતનો કર્તા કોણ હશે, એટલુંજ નહી પણ જેમાં સીતાનુંજ વર્ણન સમાએલું છે એવું સંગિત. હે ભાઇ હું પાછો કયારે સાંભળીશ—

સીતા તું સ્વર્ગની લક્ષ્મી છે, સતીઓમાં શિરોમણી છે, મૃત્યુલોકની શાક્ષાત દેવી છે, છતાં પણ વિકારોથી ભરેલા મ્હારા પ્રજા-

ગયો એ તારા ભાવને ન જાણ્યો માટેજ તું દુઃખી થઇ અને હું પણ તારા વિયોગથી બહુજ દુઃખી થયો અને હજીએ થતો જાઉં છું.

" તારો વિયોગી તારૂ નામ લેશે—રઝળતો ને રખડતો પણ પ્રિયા વ્હાલી પ્રિયા કહેશે.—

ભાઇ લક્ષમણ તમે હરેક શિકારીયોને પાછા વાળો કારણ કે આ વનમાં નિવાસ કરનારા મહાત્માઓને જરા પણ અડચણ ન થાય તેમ કરવાની ખાસ જરૂર છે. તે ઉપરાંત કોઇ સારી જગા જોઇ આપણા લશ્કરને ઉતરવા માટે યોગ્ય બંદોબસ્ત કરો, કારણ કે એક બે દીવસો પછીજ આપણે અયોધ્યા ભણી પ્રયાણ કરશું. માટે જ્યાં સુધી તમે તે હરેક બંદોબસ્ત કરીને પાછા નહી આવો ત્યાં સુધી હું અત્રેજ બેઠો છું. જેવી પ્રભુની ઇચ્છા, કહીને લક્ષમણ ચાલતા થયા.—

રામ વિચારમાં ને વિચારમાં બેઠા તેટલામાં પાછો તે દિવ્ય સંગિત સંભળાયો—

रवी प्रकास नभ गयो समाइ । देखी दुखित नृप जनक की जाइ ॥
खग मृग वृंद करत सेवकाइ । सती समीप बैठे हरखाइ ॥

બતાઓ બતાઓ વનનાં નિવાસી, હવે તો હદ થઇ મુકી દેવ હાંસી,
મારૂ પ્રિય વિના જીવન ધિક્ક જાણું, સીતા વિના તુચ્છ સંસાર માનું.

કેમ કોઇ કાંઇ બોલતું નથી, ઝાડોની સુંદર લતાઓ ઉદાસ કેમ દેખાય છે, આ પર્વતોનાં શૃંગો પણ જાણે હર્ષથી રહિત થએલા

હોય તેમ દ્રષ્ટિએ પડે છે. સઘળાં વૃક્ષોમાં હર્ષે કરીને વિંટાએલી વનવેલીઓ તે જાણે વૃક્ષોએ પરિત્યાગ કર્યું હોય તેમ છુટી પડતી દેખાય છે—

"હું પણ વિયોગી=તે પણ વિયોગી, વિયોગથી થાતો ખેદ ભારી=કોને હું પુછું હાલ તેનાં=કોને બતાવું વીતી અમારી" (ચારે બાજુ નજર કરતા) અરે આ સામેના લતામંડપમાં ભરાઇને ઉભેલા મૃગને પુછું. કારણ કે તે અરણ્યનો ભોમિયો હોવાથી જરૂર જવાબ દેશે.—

ત્રણ જળ ચરીને; વન મધ્ય રહેતો,
મૃગ બાળ તું તો, વન કેલિ કરતો.
તુજ નેત્ર સમ નેત્ર, શશિ રૂપ ધારી,
વનમાં નિહાળી, મુજ પ્રાણ પ્યારી.

રામને પોતાની સમીપમાં આવતો જોઇ મૃગ ભાગ્યો, તે જોઇ રામ બોલ્યો—

ભાગે છે શિદ બીક લાવી, નહિ નહી હું શિકારી,
અરે મૃગ ઉભો રે, પુછું છું વાત સારી.
છોડીને ડર મૃગ અરે, આવને મુજ પાસે,
કહે હાલો તેનાં, પ્રાણ છે જેની આશે.

મૃગ નાસી જતાં રામ નિરાશ થઇ પાછા ફરે છે તેટલામાં એક સસલા ઉપર દ્રષ્ટિ પડતાં રામ તેને કહેવા લાગ્યા—

શસક થઇ સભી તે, રે કેમ નાસે,
ઉભો રે ઉભો રે, જા પ્રિય પાસે.
જઇને કહે જનકની, નંદની ને,
પતિ તુજ અહીં છે, નામ તારૂ ભણીને.

સસલાને ભાગી જતો જોઇ રામ પાછા ફર્યા, પણ તેટલામાં મુનીકુમારોની શોધ કરવા અર્થે ગયેલા શેવકો આવી પહોંચ્યા અને કહેવા લાગ્યા—દયાસિંધુ.

મૃગોથી વિંટાઇ, બાળકો વીર રૂપ,
સમરહિત પધારે, સૈન્ય લઇ જેમ ભુપ.
મૃગ તણી અણીમાં, બાળ આ શસ્ત્રધારી,
અરણ્યનાં નિવાસી, બાળ છે વીર ભારી.

પ્રભુ જેનાં કંઠમાંથી તે મધુર સંગિતનો સ્વર બહારે પડે છે. તે જો કે બાળકોજ છે, તથાપી તેની આકૃતી એટલી તો ભયંકર છે, કે–જેને જોતાંવારજ વીર પુરૂષોનો વિરત્વ નાસ પામે છે. તેણે ધારણ કરેલાં ધનુષ્ય બાણો ત્રૈલોકયને પ્રાજય કરવા શકતીવાન છે. વળી તેઓની બાલ્યવય સાથે છુપાયલી વીરતા વિચાર દ્રષ્ટિએ જોતાં સ્પષ્ટ સમજાય છે. કારણ કે તેઓની સાથે મૃગલા રૂપી સૈન્ય, એટલું તો મોટું દેખાય છે કે જેટલું અત્રે આપણી પાસે પણ નહીજ હોય. આવા મોટા સૈન્યમાં, જેમ કોઇ રાજા પોતાનાં બળવાન અંગરક્ષકો વચ્ચે નિર્ભયપણે વિચરતો દેખાય, તેમ તે શીંગડાં રૂપી શસ્ત્રવાળા મૃગલાઓ વચ્ચે હાથમાં ધનુષ્ય તથા બાણ ધારણ કરી કોઇ બે મુનીકુમારો ફરતા દેખાય છે. તેને જોઇ અનુમાન કરી

શકાય છે કે આખી પૃથ્વીનું દિગ્વિજય કરવા મૃગલા રૂપી સૈન્ય લઇ શાક્ષાત શંકર પોતેજ બાલ્ય રૂપ ધારણ કરી તૈયાર થયા હોય, તેવા દેખાય છે–એટલુંજ નહી પણ, રૂપમાં કામદેવને લજાવે છે. તેજમાં સૂર્યને હટાવે છે, અને વીરતામાં વીર પુરૂષોનું માન મર્દન કરી પોતાની દિવ્ય સિતાનું દર્શન કરાવે છે. તેથી સમજાય છે કે, એકવીસવાર પૃથ્વિ નિરવીર કરી આપથી પ્રાજય પામેલા પરશુરામે, પુર્વનું વેર લેવાજ બાલ્ય રૂપ ધારણ કર્યું હોય તેવું અનુમાન થાય છે.

આશ્ચર્ય, ચાલો હું તેજ ભણી આવું છું.

જેવી પ્રભુની ઇચ્છાઃ—

રામ (સમીપ આવતા) આશ્ચર્ય, આ બાળકોનું વિચિત્ર વેશ પ્રથમજ મ્હારી દ્રષ્ટિએ પડે છે. સેવકોએ કહેલું તેનાં કરતાં વિશેષ બળવાળા, ભયંકર આકૃતી અને તેજોમય મુર્તી, ઉગ્રસ્તરૂપ અને આવી વીરતા કોઇ મોટા યોદ્ધામાં પણ ભાગ્યેજ જોવામાં આવશે. આનું બળ પ્રસંસાપાત્ર થશે, કોઇ દીવસે મોટા યોધ્ધાઓ પણ આનાંથી પ્રાજય પામી નિરાશ થશે, તપોબળની તિવ્ર શકતીઓ એનું રક્ષણ કરતી દેખાય છે તેથી સમજાય છે કે, અભિમાનીઓનું માન ઉતારવાજ બ્રહ્માએ આ વીર મુર્તીનું જન્મ આપી, આ અરણ્યને વિશે ઉત્પન્ન કર્યા છે કારણ કે—

મુજ સરોની ત્રાસે, મૃગલા થઇ નિરાશ,
શરણમાં ગયા છે, અરણ્ય વીરોની પાસ.

અભય મૃગ કરીને, બાણુ તો તિવ્ર ધારી,
સમરહિત ઉભા છે, બાળ આ વીર ભારી.

ને વળી—

જટા યુધ્ધ માથે, કટિ મહી મેખલા છે,
યજ્ઞોપવિત ધારી, બાળ આ ઋષીનાં છે.
ચલક ચલક થાતા, પાછળે બાણુ શોભે,
મૃગ રહ્યા વિંટાઇ, જોઇને ચિત્ત લોભે.

ખરેજ આ બાળકોને જોતાંજ કોણુ જાણે શા કારણુથી મ્હારા હૃદયમાં વત્સલ્ય ભાવ જાગૃત થાય છે, આવો ભાવ મ્હારા હૃદયમાં પ્રથમજ જોવામાં આવે છે. આ વનમાં જેમ જેમ હું આગળ વધતો જાઉં છું તેમ તેમ કંઇ નવુંજ મારી નજરે પડતું જાય છે. આ બાળકોની અગ્ર ભાગે ઉભેલા શુળનાં જેવા મોટા મોટા દાંતો વાળા કેશરી, એનું રક્ષણુ કરતા દેખાય છે. એટલુંજ નહી પરંતુ સ્નેહથી એનાં મુખ ભણી જોઇ રહ્યા છે. આવા બનાવોનું અવલોકન કરી વીરોની વીરતા તેનાં શરીરને મુકી નાશી જાય છે. તે ઉપરાંત, મ્હારા સૈન્યકો સમીપમાં જવા છતાં, પણુ તેઓને લેશ માત્ર પણુ ભય લાગતી નથી એ કેવું આશ્ચર્ય.

વળી કોઇ કોઇ તો, મુખ એનું નિહાળે,
કોઇ કોઇ ચર્ણમાં, મસ્તકો આજ ધારે.
કોઇ કોઇ ઉભા છે, પાછળે વીર રૂપ,
મુજ અણી ભણી શું, આવતો કોઇ ભુપ.

ભીરૂ હૃદયવાળા પણ બાળયોગીનાં પક્ષમાં હોવાથી બળિષ્ટ થએલા મૃગલાઓ કેવા નિડરપણે ઉભેલા દેખાય છે, તેમાં કોઇ કોઇ તો એનાં પગોમાં જાણે માથું નમાવી રહ્યાં હોય તેવાં દેખાય છે. કોઇ કોઇ એની પાછળ કાનો ઉંચા કરી સચેતપણે તૈયાર ઉભા હોય તેવાં દેખાય છે તેથી સમજાય છે કે જાણે યુધ્ધાર્થે જવા માટે આજ્ઞા માગતાં સૈન્યકે ફક્ત હુકમનીજ વાટ જોતા હોય, અને તેઓનાં સરદારો તરફથી શી આજ્ઞા થાય છે, તે અમલમાં લાવવા તત્પર થઇ ઉભા હોય એવું સ્પષ્ટ થાય છે. આ બધા બનાવોનું અવલોકન કરતાં સહેજમાં સમજાય છે કે મ્હારી સાથે યુધ્ધ કરવા મૃગ રૂપી સૈન્ય અને મૃગચર્મ ધારણ કરેલા આ બાળકો તે બાળકો નથી, બલકે કોઇ વીર યોધ્ધાઓ હોય તેવા દેખાય છે—

મૃગચર્મ તણા તો, વસ્ત્ર છે બાળ અંગે,
મૃગપતિ દિશે છે, મૃગનું સૈન્ય સંગે.
અનુચરો સંભારો, બાણ નાખો ઉતારી,
મૃગપતિ સમીપ ચાલો, સંધિનો ભાવ ધારી.

આ બાળકોએ ધારણ કરેલા મૃગચર્મો વડે અથવા તો મૃગો વચ્ચે ઉભેલા હોવાથી, પોતે પણ મૃગાજ રૂપે દેખાય છે એટલે કે મૃગોથી ઘેરાયલા હોવાથી “ મૃગપતી ” યાને મૃગોના રાજા હોય તેવા દેખાય છે. માટે પ્રિય સેવકો તમોએ ધનુષ્યમાં જે બાણો ચઢાવેલાં છે તે પાછા ખેંચી લ્યો. એટલુંજ નહી પણ જેમાંથી બાણોનો પ્રહાર કરી શકાય છે એવી ધનુષ્યની પરત્વંચા–ઢીલી કરી નાખો. વળી હૃદયમાં જે મૃગ મારવાની તુચ્છ અભિલાશા છે તેને પણ દુર કરો, કારણ કે આ બાળકોથી વિજય પ્રાપ્ત થાય એ આશાજ ખોટી

છે. માટે તેવી ખોટી આશામાં ન રહેતાં મૃગપતિ સમીપ ચાલો-આ જે મૃગોની અગ્ર ભાગે ઉભેલા પુર્ણ પરાક્રમી બાળકો છે તેની પાસે જીતવાની અભિલાશાને દુર કરી, સંધી, એટલે મિત્રતા કરવાની અભીલાશાએ ચાલો, કારણ કે તે શિવાય બીજો રસ્તો હવે મારી દ્રષ્ટિએ પડતો નથી.

રામની આજ્ઞા મળતાં સેવકોએ ધનુષ્યમાં ચઢાવેલાં બાણો પાછાં ઉતારી નાખ્યાં, એટલે રામ અશ્વ ઉપરથી ઉતરી જાણે તે બાળકોને હર્ષથી મળવા જતા હોય, તેમ બાળકો ભણી ચાલવા લાગ્યા. તે જોઇ પેલા બે બાળકો મૃગલાઓનાં સૈન્યમાંથી બહાર નિકળી જેમ યુધ્ધ પ્રસંગે બે રાજાઓની અરસપરસ સલાહ અથવા સંધી એટલે કે જેમ લડાઇ બંધ થયા પછી મિત્રતા બંધાય, તેવો દેખાવ દ્રષ્ટિએ પડયો.

( બાળકોને સમીપમાં આવેલા જોઇ રામ બોલ્યા. )

વત્સ તમારૂં કલ્યાણ થાવ, ઉપરાંત તમારા માતા પિતાનું પણ કલ્યાણ થાવ, કે જેણે તમારા જેવા શ્રેષ્ઠ પુત્રોનો જન્મ આપી આ સૃષ્ટિમાં ઉત્પન્ન કર્યા. વળી આ અરણ્યને વિશે આ વેશે વિચરનારા જો કે તમો બ્રાહ્મણ જેવા દેખાવ છો. પણ વિચાર દ્રષ્ટિએ જોતાં તમો કેવળ બ્રાહ્મણ હોવ તેવા લાગતા નથી ત્યારે કયા શ્રેષ્ટ કુળને વિશે તમારો જન્મ છે તે જો કંઇ હરકત ન હોય તો ખુશીથી પ્રકાશ કરો. વળી તમારા મોઢામાંથી નિકળતી સુંદર વાણી કે જેમાં રઘુવંશના કોઇ પ્રતાપી રાજાનું ચરીત્ર સમાએલું છે, તે કોનાં મુખમાંથી પ્રકાશિત થઇ છે. યથાંત તેના કર્તા કયા દેવતા છે, તે પણ પ્રકાશ કરો

એટલુંજ નહી પણ તે વાણી પાછી શ્રવણ કરવા મારી પુર્ણ અભિલાશા છે તે હે શ્રેષ્ટ બાળો તમે પુર્ણ કરો. તે ઉપરાંત તમારા માતા પિતા કોણ છે, તેઓનું શું નામ છે, અથવા તેઓ કયાં નિવાસ કરે છે, તે પણ વગર શંકાએ પ્રકાશ કરો કારણ કે તે સર્વ બિનાઓને જાણવા મ્હારૂ હૃદય બહુજ ઉતાવળુ થાય છે.—

વળી મ્હારા વિષે વિશેષ જાણવાની ઇચ્છા હોય તો તમારે સત્ય માનવું–કે, હું રઘુવંશમાં ઉત્પન્ન થયેલો અયોધ્યાનો રાજા રામ છું.

રામનું આ બોલવું સાંભળી: લવ–કુસ બહુજ આશ્ચર્ય થયા અને મન સાથે કહેવા લાગ્યા કે રામરામાયણનો નાયક હજુ સૃષ્ટિમાં વર્તમાન છે. કેવી આનંદની વાત છે કે તેનાં અમે સ્પષ્ટ દર્શન કરી શકિએ છીએ, આખરે રામ પ્રત્યે ઉત્તર આપતાં લવ બોલ્યો, મહરાજ, સાંભળો, "જેણે તમારા સમગ્ર ચરિત્રનું વર્ણન કર્યું છે, તે કાવ્યના રચનાર ભગવાન વાલ્મીકિ મહાર્ષિ છે; હમણાં તે મહાર્ષિ તમો જે વનમાં ઉભા છો તેજ વનમાં વસે છે. તે ભાર્ગવ મુનિએ આ કાવ્યનાં ચોવીસ હજાર શ્લોક રચ્યા છે; પેહેલેથી છેલ્લે સુધી છ કાણ્ડ છે, તેમાં સો ઉપાખ્યાન છે; અને હે રાજન, તેમાં પાંચસો સર્ગ છે ને સાતમો કાણ્ડ ઉત્તર છે."

વળી હે રાજન મ્હારા તેઓ પાલક પિતા અને ગુરૂ થાય છે. અમારા માતા પિતાનું નામ તો અમે જાણતા નથી, પરંતુ એટલું તો અવશ્ય જાણયે છીએ કે અમારો જન્મ રઘુવંશમાં થયો છે, અરણ્યને વિશે રેહેવું, મિષ્ઠ ભોજનોને બદલે અરણ્યનાં ફળો પર અજીવિકા ચલા

વવી, પૃથ્વિ પર સુવું, અને વનવન ભટકવું. એ સહુ પ્રારબ્ધને યોગે થાય છે. તે તમારાથી કયાં અજાણ્યું છે. એવાં સુખ: અને દુ:ખને સામાન્ય રીતે જાણનારા, અમે હે રાજન–એજ વનમાં વસ્તા. મહાત્મા વાલ્મીકિનાં આશ્રમમાં રહીએ છીએ.

બાળકોને મોઢે આ પ્રમાણે સાંભળી રહેલા રામ બોલ્યા, વત્સ લવ–કુસ, તમારો જન્મ રઘુવંશમાં થયો છે એ બહુજ આનંદની વાત છે, તથાપી તમો તમારા માતા પિતાનાં નામથી તદન અજાણ્યા છો, ભવિષ્યમાં, તમો તે કેમ જાણી શકશો, અથવા તે તમને કોણ બતાવશે.

" તે હું બતાવીશ. " આ અવાજ સાથે એક ભયંકર યોગ-મુર્તી આવી ઉભી રહી. પછી જાણે ઓળખતાજ હોયની, તેમ રામે તે વૃધ્ધ યોગીને માથુ નમાવ્યું, તે જોઇ "કલ્યાણ, કલ્યાણની પ્રતિધ્વની કરતા મહાત્મા બોલ્યા. વત્સ રામ, તારૂ કલ્યાણ થાવ." વળી આ બાળકોનાં માતા પિતાને જાણવા તારી ઉત્કંઠા છે તે પણ પુર્ણ થાવ, વળી હે–રાજન. આ બાળકોનો પિતા બીજો કોઇ નહી પણ રઘુવંશનો સ્વામી, "રામ, યર્થાત તું પોતે છે, તે ઉપરાન્ત વગર અપરાધે દોષિત ઠરાવી જેનું તેં પરિત્યાગ કર્યું છે એવી સતી શિરોમણી તારી પત્નિ સીતા આ બાળકોની પવિત્ર માતા છે, એમાં જરાએ શંસય નથી.—

મહાત્માનાં આ વાકયો શ્રવણ કરી રામ બોલ્યા. તપોધન, સીતા શું હજુએ સૃષ્ટિમાં વર્તમાન છે. અથવા તે એજ વનમાં રહે છે–કે શું? હા?–તે તારા દર્શન માટે, અને આ તારા વંશની વૃધ્ધિ કરવા માટેજ હજુ સુધી પ્રાણને ધારણ કરી રહેલી છે.–રામ, મ્હારાં વચનો પર સંમ્પુર્ણ વિશ્વાસ રાખ, અને

નિશ્ચય કર કે તારી પત્ની " સીતા, આ યુગને વિષે રોહણી, અને અરૂંધતીથી પણ શ્રેષ્ટ પતીવૃતા સતી છે," માટે તેનું ગ્રહણ કર અને સુખી થા—

પુત્રી સમક્ષ આવ અને દ્રશ્ય થા;—ભગવાં વસ્ત્ર ધારણ કરેલી સીતા, રામની સમક્ષ ઉભેલી દેખાઇ. સીતાનો આવો વેશ જોઇ રામનાં નેત્રોમાં સરિતા રૂપે જળ ઉભરાઇ આવ્યું. તેઓ બોલ્યા, વ્હાલી મેં તારો બહુજ અપરાધ કર્યો. ખરેખર રાજ્ય કેટલી બધી પીડા રૂપ છે કે, સીતા પવિત્ર હોવા છતાં હું તેને પાછી ધારણ કરી શકતો નથી. એવા વિચાર કરતા રામના નેત્રોથી અશ્રુઓ ચાલવા લાગ્યાં. તે જોઇ સીતાજી સમજી ગયાં; અને બોલ્યાં સ્વામી ક્ષમા કરશો. ભુલથી પણ મ્હારાથી કંઇક આપનો અપરાધ થયો હોય, તો તે પણ વિસારી દેજો. આ બે બાળકો આપનાં પુત્રો છે, તેનું પાલન કરજો, અને હું હવે સ્વર્ગમાં આપને મળીશ. આ પ્રમાણે બોલી સીતાએ પૃથ્વિ ભણી જોયું અને બોલ્યાં, માતા મારી ઇચ્છા પુર્ણ કર. આ અવાજ સાથેજ, એકાએક મ્હોટી ગર્જનાં થઇ, પૃથ્વિ ફાટી અને તેની અંદરથી એક દિવ્ય સીહાસન બહાર આવ્યું, તેમાં બેસી ગએલી " મહિસુતા " જે સીતા, તે પળ વારમાં આ મૃત્યુલોકમાંથી અદ્રશ્ય થઇ ગઇ.

લવ અને કુશ ગુરૂ વાલ્મીકિની આજ્ઞા મળતાં પોતાનાં પિતા સાથે અયોધ્યા ભણી ચાલતા થયા-વાલ્મીકી પોતાનાં આશ્રમ વિશે ગયા.—

શાંન્તિ! શાંન્તિ!! શાંન્તિ!!!

येसा न विद्या नं तपो न दानं ।
ज्ञानं न शीलं न गुणो न धर्मः ॥
ते मृत्यु लोके भुवि भार भुता ।
मनुष्य रुपेण मृगाश्चरन्तिः ॥

અહાર, નિંદ્રા, ભય, અને મૈથુન એ હરેક પ્રાણીયોમાં સમાન્ય રીતે રહેલાં છે. તથાપી મનુષ્યોમાં એક ધર્મજ વિશેષ છે, તે ધર્મથી જે રહિત છે તે પણ પશુજ સમાન છે:—

(સમાપ્ત.)



# અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપનારા ઉદાર ગ્રહસ્થોનાં મુબારક નામ.



તન, મન, ધન અર્પણ કર્યું, સાહિત્યનાં શુભ કામ.
અમર રહો અવની વિષે, એવાં જણનાં નામ.



| | |
|---|---|
| ૫૧ ઠા. દેવજી ઉમરસિંહ. | ૧૧ શેઠ માધવજી ભાણજી. |
| ૨૫ ઠા. શંકરદાસ જેઠાભાઈ. | ૧૧ શેઠ દેવકરણ ઓધવજી. |
| ૧૦ શેઠ કે. એલ. ઠક્કર. | ૧૦ શા. મોતીલાલ માવજી |
| ૧૦ ઠા. નાનજી ગોકળદાસ. | ૧૦ દલાલ દામોદર પરસોતમ. |
| ૧૦ દલાલ સુંદરદાસ વાઘજી. | ૧૦ બાઇ સાધવી કચ્છ ઠ. શા. |
| ૮ શેઠ એન. કે. ઠક્કર. | ૫ શેઠ કેશવલાલ લખમીચંદ શા. |
| ૫ શેઠ પ્રેમજીભાઇ પરસોતમ. | ૫ વોરા લાડકચંદ ઓઘડદાસ. |
| ૫ શેઠ બળદેવદાસ કરસનદાસ. | ૫ દલાલ રાઘવજી કેશવજી. |
| ૫ ઠા. લીલાધર મોરારજી. | ૫ દલાલ જેવત ઠાનજી. |
| ૫ દલાલ પીતાંબર મુલજી. | ૫ ઠા: કલ્યાણજી પુંજા. |
| ૫ ઠા. ધનજી મોરલીવાલા. | ૫ જીવરાજ ટોકરશી. |
| ૫ ગુલાબચંદ સુંદરદાસની કું૦ | ૫ શેઠ ગુલામ હુસેન હાજી કર. |
| ૫ શા ચતુરભુજ જેઠાની કું૦ | ૫ ઠા. સુંદરદાસ હરીદાસ પટેલ |
| ૩ શેઠ દાદાભાઇ લીમજી બા. | ૫ લુવાર ગોવીંદ નરશી |

માંગુ છુ પ્રભુથી સદા સ્નેહ ધરી ભરપુર,
માધવ, "માધવજીતણા"-કષ્ટ કરો સહુ દુર.
સાહિત્યને સંગિત વિશે આપે છે નિત્ય ધ્યાન,
"દેવકરણ"-ને આપજો સુખ સમ્પતિ ભગવાન.



| | |
|---|---|
| ૨ કબુભાઇ ખીમજી. | ૨ શેઠ ઉમિયાશંકર કહ્‌ણાશંકર |
| ૨ માસ્તર ધનેશ્વર વજેરામ. | ૨ શેઠ નાગરદાસ હરીભાઇ |
| ૨ શેઠ જમનાદાસ પિતાંબર. | ૨ વ્યાસ પરસોતમ લાલજી |
| ૨ ઠા. ત્રીકમદાસ કુંવરજી. | ૨ ભટ ન્હાનાલાલ જાદવજી |
| ૨ જાડેજા હડભમજી રવાજી. | ૨ હોરા મહમદ અલીઆદમજી |
| ૨ ઉપાધ્યા વૈજનાથ કેશવજી. | ૨ શેઠ ખટાઉ પ્રાગજી બલીયા |
| ૨ જોશી રણછોડલાલ ઉમેશ્વર. | ૨ શેઠ રવજી ભીમજી |
| ૨ શેઠ હરીદાસ વૃધ્ધસામજી | ૨ ઠા. ગણપતસિંહ પ્રસાદસિંહ |
| ૧ બી. પ્રેમજી ઠક્કર | ૧ શેઠ વલભદાસ નાનજી |
| ૧ શેઠ ભગવાનદાસ નથુ | ૧ શેઠ વાલજી હરીદાસ |
| ૧ શેઠ જેરામ વસનજી | ૧ શેઠ ગોપાળદાસ દામજી. |
| ૧ શેઠ ખટાઉ દામજી | ૧ શેઠ ખીમજી વેલજી |
| ૧ શેઠ ગોવનજી પરસોતમ | ૧ શેઠ મથુરાદાસ રણછોડદાસ |
| ૧ શેઠ વી. એચ. કતીરા | ૧ ઠાકોર નારસિંહ સામતસિંહ |
| ૧ ઠાકોર પ્રેમસિંહજી રાજમલજી | ૧ શેઠ નારણદાસ કરસનદાસ |
| ૧ લુવાર મનજી જુઠા | ૧ સુતાર રામજી શામજી |
| ૧ લુવાર વિઠલ ધનજી | ૧ શેઠ અરજુન બાબાજી વૃષક |

પુત્ર, પુત્રી ધન ધામ સહુ નિત્ત નિત્ત વધતું જાય.
ચાહુ છું સંસારમાં, અમર–" દેવજી " થાય.
કાન્હ " કાનજી "નાં સહુ સંકટ કરશે દુર,
ચાહુ છું સંસારમાં રહે સુખે ભરપુર.



| | |
|---|---|
| ૧ શેઠ પરસોતમ મોતીલાલ | ૧ શેઠ સંગજી શીવજી |
| ૧ શેઠ ગવરીશંકર શોભારામ | ૧ શેઠ કલ્યાણજી માધવજી |
| ૧ શેઠ બાળાજી રામરાવ | ૧ શેઠ વલભદાસ નાનજી |
| ૧ શેઠ ફરસરામ હરજીવન | ૧ શેઠ નારાયણ સુખાનંદ હટાકર |
| ૧ શેઠ વિઠલ રામજી રાણા | ૧ શેઠ ગોવન રામજી કાકા |
| ૧ શેઠ ભગવાનભાઈ ભીખાભાઇ | ૧ શેઠ ધરમશી નાગશી |
| ૧ શેઠ બુરા ડોસા | ૧ શા. નગીનદાસ મુળચંદ |
| ૧ ઠા. ઓધવજી ગોવર્ધનદાસ | ૧ શેઠ રતનશી કલ્યાણજી |
| ૧ શા. કપુરચંદ હરીદાસ | ૧ શેઠ ગોવિંદરામ ફરસરામ |
| ૧ શેઠ લક્ષ્મીદાસ વાલજી | ૧ શેઠ વેલજી રાઘવજી |
| ૧ જોશી છગનલાલ જીવનદાસ | ૧ શેઠ એલ. વસનજીની કુંપની |
| ૧ ઠા. જમનાદાસ ધરમશી | ૧ જોશી ગોપાળજી ખીમજી |
| ૧ શેઠ દામજી વાલજી | ૧ ગોકળદાસ દામજી |
| ૧ શેઠ જમનાદાસ લીલાધર | ૧ શા. લધુ દેરાજ |
| ૧ દોલતસિંહજી દીપસિંહજી | ૧ પરસોતમદાસ લખમીદાસ |

